# અમૃતાઞ્જલિ

શ્રીમદ્ ભગવદ્ ગીતાનું સમશ્લોકી

ભાષાન્તર

ભાષાન્તરકર્તા
સ્વામી કૃપાલ્વાનન્દ

ભગવાનશાન્તાનન્દના
શ્રીચરણોમાં
સમર્પણ

કૃપાઘાનન્દ

## શ્રી સદ્‌ગુરુદેવ સન્તશિરોમણિ પૂજ્યપાદ
## સ્વામીશ્રી ૧૦૦૮ પંડિત શાન્તાનન્દજી મહારાજ

નર્મદાતટ–આનન્દકુટિર–મન્દોર ( રાજપીપલા સંસ્થાન )



સેવા–પ્રણામ–પ્રશ્નોથી, પાર્થ, તું જાણ જ્ઞાન તે,
મર્મને જાણવાવાળા તે જ્ઞાની જ્ઞાન બોધશે

શ્રીમદ્‌ભગવદ્‌ગીતા, અધ્યાય ૪, શ્લોક ૩૪

# પ્રથમ સંસ્કરણનું નિવેદન

પૂજ્યપાદ સ્વામી શ્રી. કૃપાલાનન્દજી પ્રણિત શ્રીમદ્ ભગવદ્ ગીતાનું સમશ્લોકી ભાષાન્તર પુસ્તકસ્વરૂપે પ્રસિદ્ધ કરતાં આનંદ થાય છે.

પૂજ્યપાદ સ્વામી શ્રી કૃપાલાનન્દજીના પુનિત નામથી સમસ્ત ગુજરાતી જનતા કદાચિત્ પરિચિત નહિ હોય. કિન્તુ વડોદરા રાજ્ય અને રાજપીપળા રાજ્યની પ્રજાને તો એમનું નામ અજાણ્યું અને પરાયું નથી. આ બન્ને રાજ્યોના અસંખ્ય નાના-મોટા ગામો તથા શહેરોમા તેઓશ્રીએ શ્રીમદ્-ભગવદ્-ગીતા ઉપર મધુર અને તલસ્પર્શી પ્રવચનો આપેલા છે. અને એ પ્રવચન વિદ્વાન વર્ગમાં, અને સામાન્ય વર્ગમા-આમ બંનેય વર્ગમા અતિપ્રિય નીવડેલા છે

વિશ્વમાં વિસ્તાર પામેલા સમસ્ત ધર્મોનો આરંભ ચિત્તશુદ્ધિથી થાય છે. છતાંય વિશ્વનો સામાન્ય વર્ગ ચિત્તશુદ્ધિને સ્પર્શ્યા વિના તત્ત્વજ્ઞાન પ્રતિ વેગપૂર્વક દોડે છે. પૂજ્યપાદ સ્વામીજી ચિત્તશુદ્ધિને અતિશય મહત્ત્વ આપે છે. અને કહે છે : 'વ્યક્તિએ સુપાત્ર બનવું જોઈએ. એ પાત્રતા ચિત્તશુદ્ધિ દ્વારા પ્રાપ્ત થાય છે. ધાર્મિક બન્યા પછી વ્યક્તિમાં લઘુતા-સંકુચિતતા-કે અપવિત્રતાના દર્શન ન થવા જોઈએ.'

પૂજ્યપાદ સ્વામીજી જ્યાં જ્યાં વિચરે છે ત્યાં ત્યાં એક ગીતા-વર્ગ-સવારના પાંચ વાગે-ચલાવે છે. આવા અનેક ગીતા-

વર્ગોમા એમણે એકની એક ફરિયાદ સતત સાભળી તે એ કે 'અમને શ્લોકો તો કંઠસ્થ થઈ જાય છે કિન્તુ એના અર્થ નથી આવડતા' આ સાભળ્યા પછી સ્વામીજીએ આ સમશ્લોકી ભાષાન્તર રચ્યુ છે

'અમૃતાઞ્જલિ'ની (શ્રીમદ્–ભગવદ્–ગીતાના આ સમશ્લોકી ભાષાન્તરની) એક હજાર પ્રત સ્વ શ્રી અંબાલાલ પ્રભુદાસ ગાંધી (રાજપીપળા)ના સ્મરણાર્થે અમૂલ્ય વહેચવા એમના ધર્મપત્ની ભગવતી જડાવબહેને સ્વામીજીને પ્રાર્થના કરી સ્વામીજીએ હા પાડી, કિન્તુ પુસ્તક અમૂલ્ય આપવાથી તેનો ઘણો દુર્વ્યય થશે એમ જણાવ્યુ. એટલે મૂળ કિંમતથીયે ઘણી ઓછી કિમત દુરુપયોગ ન થાય તે માટે રાખી છે

પૂજ્યપાદ સ્વામી શ્રી કૃપાલાનદજીના ગુરુદેવ બ્રહ્મનિષ્ઠ સ્વામી શ્રી ૧૦૦૮ શાન્તાનન્દજી મહારાજની છબી આ પુસ્તકમા મૂકવાની હતી, કિન્તુ તાત્કાલિક બ્લોક તૈયાર ન થઈ શકવાથી એ શુભેચ્છા અપૂર્ણ રહી છે કિન્તુ આ જ પુસ્તક મૂળશ્લોકો સહિત મુબઈમા છપાય છે તેમા અવશ્ય મૂકીશુ એવી શુભેચ્છા સેવીએ છીએ

આ પુસ્તક જન્માષ્ટમીના દિવસે જ પ્રસિદ્ધ થાય તે માટે પ્રેસના માલિક શ્રી નટવરલાલભાઈએ તથા પ્રેસમા કાર્ય કરતા કાર્યકર ભાઈઓએ અત્યન્ત પરિશ્રમ ઉઠાવ્યો છે એને માટે સર્વનો આભાર માનીએ છીએ જયસચ્ચિદાનન્દ !

આપનો

**જયન્તીલાલ નાગેશ્વર ઉપાધ્યાય**

ધી વૉર્ડન ઇન્સ્યુરન્સ કં. લિ

ન્યુ સ્ટેશનરોડ, **રાજપીપલા**

વાયા અકલેશ્વર, બાર એમ રેલ્વે

૨૦૦૨ જન્માષ્ટમી,

તા ૨૦ ઑગસ્ટ, ૧૯૪૬

# દ્વિતીય સંસ્કરણનું નિવેદન

પૂજ્યપાદ સ્વામી શ્રી. કૃપાલાનંદજીના શ્રીમદ્-ભગવદ્-ગીતાના સમશ્લોકી ભાષાન્તરના પ્રથમ સંસ્કરણ પછી તરત જ બીજા પંદર દિવસે બીજું સંસ્કરણ મુદ્રિત કરાવવાનો શુભસંયોગ પ્રાપ્ત થયો છે તેથી અત્યન્ત હર્ષ થાય છે.

પ્રથમ સંસ્કરણ ઘણુ ઉતાવળથી પ્રસિદ્ધ કર્યું હતુ એટલે એના રૂપ-રંગ પ્રતિ વિશેષ ધ્યાન આપી શકાયુ નહોતુ. કિન્તુ આ બીજું સંસ્કરણ મુદ્રિત કરાવવામા વિશેષ ધ્યાન આપ્યુ છે.

મુદ્રણદોષો રહે જ નહિં તે માટે અતિશય કાળજી રાખી હતી. છતાંયે મુદ્રણદોષો ઘણા રહ્યા છે.

શ્રીમદ્-ભગવદ્-ગીતાના મૂળ સંસ્કૃત શ્લોકોની નાગરીલિપિ ન રાખતાં ગુજરાતી લિપિ રાખી છે, કારણકે પૂજ્યપાદ સ્વામીજી પ્રત્યેક ગ્રામ અથવા શહેરમાં જે થોડા સમય પૂરતી પાઠશાલા-ગીતા-વર્ગ-ચલાવે છે તેમાં નાના બાલકો તેમ જ થોડું ભણેલાં સ્ત્રી-પુરુષો પણ આવે છે.

પૂજ્યપાદ સ્વામીજીનું કથન છે કે 'પોતાને હિન્દુ તરીકે ઓળખાવતી પ્રત્યેક વ્યક્તિએ શ્રીમદ્-ભગવદ્-ગીતા સમજપૂર્વક ભણી

સેવી જોઈએ તેવી જ રીતે શ્રીમદ્-ભગવદ્-ગીતાના અધ્યાપનનું કાર્ય પ્રત્યેક આચાર્યે સ્વીકારી લેવું આવશ્યક છે ' એ દિશામાં પૂજ્યપાદ સ્વામીજી શક્ય હોય તેટલો પ્રયત્ન કરે છે.

ગીતાનું સ્થાન આપણા સામાજિક, ધાર્મિક અને (હવે તો મહાત્મા ગાંધીજીના રાજકારણપ્રવેશ પછી) રાજકીય જીવનમાં પણ અતિશય ઊંચુ છે શ્રીમદ્-ભગવદ્-ગીતા વિશ્વના તત્ત્વજ્ઞાનના સર્વોત્તમ ગ્રંથોમા પણ પ્રથમ સ્થાન ધરાવે છે. વિશ્વની એક પણ સુપ્રસિદ્ધ ભાષા એવી નહિ હોય કે જેમાં શ્રીમદ્-ભગવદ્-ગીતાનું દિવ્ય સ્વરૂપ પ્રતિબિમ્બિત થયુ નહિ હોય.

ભારતવર્ષના અન્ય પ્રાન્તો સમાન ગુજરાતમાં પણ આવાં સમશ્લોકી ભાષાન્તરો થયા છે. પૂજ્યપાદ સ્વામી શ્રી કૃપાલાનન્દજીનું આ ભાષાન્તર માત્ર કવિત્વદૃષ્ટિએ જ સુંદર છે એવું નથી પરન્તુ પૂજ્ય સ્વામીજી સ્વયં ગીતાભાખ્યા કોઈ કર્મયોગી સમા હોવાથી એમના ભાષાન્તરમા શ્રીમદ્-ભગવદ્-ગીતાનો આત્મા વિલસી રહ્યો છે. આ ભાષાન્તર માત્ર એક કવિત્વનો જ પ્રયત્ન નથી પણ એક અનુભવીની અનુભવ-ઉક્તિનું મનોહર ચિત્ર છે.

આ પુસ્તક પ્રકટ કરવામાં જે જે ભાઈઓએ અમૂલ્ય સહાય કરી છે એ સર્વનો અમે અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ

જંત્રાલ (પંચમહાલ), સાંઢાસાલ, સેગવા, (વડોદરા રાજ્ય) તથા રાજપીપળા, સિસોદરા, ઉમલ્લા, આમલેથા વગેરે અનેક સ્થળોમાં વસતા સજ્જનોએ તથા સન્નારીઓએ આ પુસ્તકની પ્રાસદ્ધિમાં આર્થિક ફાળો આપ્યો છે. પુસ્તક મૂળ કિંમતથી પણ ઓછી કિંમતે વેચાય તે માટે દાનની રકમો પણ આવેલી છે, આથી પુસ્તકની મૂળ કિંમતથીય ઓછી કિંમત લેવામાં આવશે.

દાનમાં આવેલી રકમો અને દાતાઓનાં નામ :

રૂ. આ. પા.

૩૦૦–૦–૦ જંત્રાલ ગ્રામ સમસ્ત

૩૦૦–૦–૦ સાકાસાવ ગ્રામ સમસ્ત

૧૫૦–૦–૦ ભગવતી દુર્ગાબહેન જગનદાસ (રાજપીપલા)

૫૦–૦–૦ શ્રી શાન્તિલાલ મોતીલાલ શાહ (સેગવા)

૨૫–૦–૦ શ્રી. ચીમનલાલ મોતીભાઇ પટેલ (વેરુગામ)

૮૨૫–૦–૦ કુલ દાનની રકમ

આશા છે કે પૂજ્યપાદ સ્વામીશ્રી કૃપાલાનંદજીનો આ ઉત્તમ પ્રયાસ સર્વ કેને માર્ગદર્શક અને ઉપયોગી નીવડશે.

**સિસોદરા**
(રાજપીપના રાજ્ય)
તા ૧૦–૨–૪૭

આપના
**રમેશ જાની**
**રજની ઉપાધ્યાય**

# અનુક્રમ

ભગવાન શ્રીકૃષ્ણચન્દ્ર [સસ્તું સાહિત્યવર્ધક પુસ્તકાલયના સૌજન્યથી]



ધર્મહ્રાસે તથા જ્યારે અતિ અધર્મ વિસ્તરે
ત્યારે, ભારત, સંસારે સર્જું હું નિજ રૂપને
સન્તો સંરક્ષણા અર્થે, દુષ્ટસંહારમારણે,
ધર્મસંસ્થાપના માટે પ્રકટું હું યુગે-યુગે

શ્રીમદ્ભગવદ્ગીતા અધ્યાય ૪, શ્લોક ૭-૮

## ધ્યાન

પર બ્રહ્મ, પર ધામ, પર પવિત્ર, હે વિભો !
પુરુષ, નિત્ય ને દિવ્ય, અજન્મા આદિદેવ છો ૧

આપ જ આપને આપે જાણો છો, પુરુષોત્તમ !
ભૂતેશ, ભૂતસ્રષ્ટા હે ! જગદીશ સુરેશ્વર ! ૨

તેથી પર અક્ષર વદ્ય આપ
આ વિશ્વનુ શ્રેષ્ઠ નિધાન સ્થાન,
અનાદ્ય છો, શાશ્વત ધર્મપાલ,
માનુ તમે છો પુરુષ પુરાણ ૩

સમસ્ત આ વિશ્વ તણા પિતા છો,
ને પૂજ્ય, મોટા ગુરુનાય ગુરુ,
ના તુલ્ય કો અન્ય, વિશેષ ક્યાથી–
ત્રિલોકમાયે ? અનુપપ્રભાવી ! ૪

વરુણ, અગ્નિ, યમ, ચન્દ્ર, વાત,
પ્રજાપતિ, બ્રહ્મપિતાય આપ,
હજો નમસ્કાર હજાર વાર !
ફરી હજો વન્દન વાર વાર ! ૫

સમ તુ સર્વ ભૂતોમા પ્રિયાપ્રિય ન કો તને,
તોયે ભજે તને તેમા તુ, તેયે તુજમાં રહે. ૬

જો ઘોર પાપકીયે કો એકભાવે તને ભજે,
સત્વર થાય ધર્માત્મા, શાશ્વત શાન્તિ મેળવે ૭

અનન્ય ભાવથી જેઓ ચિંતવતા ભજે તને,
તે નિત્યયુક્ત ભક્તોના વહે તું યોગ-ક્ષેમને. ૮

સ્ત્રીઓ વૈશ્યો તથા શૂદ્રો ને પાપ યોનિનાય જે,
તેયે શ્રેષ્ઠ ગતિ પામે આવીને તુજ આશ્રયે. ૯

અનન્ત ! દેવેશ ! જગન્નિવાસ !
છો સત્-અસત્થી પર બ્રહ્મ આપ,
પ્રત્યક્ષ હો વદન-હો પરોક્ષ,
હો સૌ દિશે વદન, સર્વઆત્મ !

# સર્વપ્રિય સ્વામી કૃપાલાનન્દ



[illegible] પતિતસ્વભાવ
પૂછું, પ્રભો ધર્મવિમૂઢ
દોરો મને નિશ્ચિત શ્રેયમાર્ગે
હું શિષ્ય આપો, શરણે તમારે

શ્રીમદ્‌ભગવદ્‌ગીતા, અધ્યાય ૨ શ્લોક ૭

# સંશોધનપત્ર

## [ સંસ્કૃત વિભાગ ]

| પૃષ્ઠ | અધ્યાય | શ્લોક | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૨ | ૧ | ૧ | ધૃતરષ્ટ્ર ઉવાચ | ધૃતરાષ્ટ્ર ઉવાચ |
| ૨ | ૧ | ૨ | વચનમબ્રવીત | વચનમબ્રવીત્ |
| ૨ | ૧ | ૫ | ધૃષ્ટ'તુ | ધૃષ્ટકેતુ |
| ૮ | ૧ | ૨૫ | પ્રમુખત | પ્રમુખતઃ |
| ૮ | ૧ | ૨૬ | પિતૃનથ | પિતૄનથ |
| ૮ | ૧ | ૨૬ | ભ્રાતૃન્ | ભ્રાતૄન્ |
| ૮ | ૧ | ૨૭ | શ્વશુના | શ્વશુરાન્ |
| ૮ | ૧ | ૨૯ | રોમહાંશ્ચ | રોમહર્ષશ્ચ |
| ૮ | ૧ | ૩૦ | શકુનોભ્ય | શકુનોભ્ય |
| ૮ | ૧ | ૩૨ | કિં | કિં |
| ૧૨ | ૧ | ૪૭ | એવમુકત્વા | એવમુક્ત્વા |
| ૧૪ | ૨ | ૧ | કુલેક્ષણુમ | કુલેક્ષણમ્ |
| ૧૪ | ૨ | ૫ | ભોક્તુ | ભોક્તું |
| ૧૪ | ૨ | ૫ | પ્રદિગ્ધાન | પ્રદિગ્ધાન્ |
| ૧૮ | ૨ | ૧૭ | મર્હ ત | મર્હતિ |
| ૧૮ | ૨ | ૧૮ | નત્ય | નિત્ય |
| ૧૮ | ૨ | ૧૯ | ઉભા | ઉભૌ |
| ૨૦ | ૨ | ૨૩ | ન નં ક્લેદ | ન ચૈનં ક્લેદ |

| પૃષ્ઠ | અધ્યાય | શ્લોક | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- | --- |
| ૨૦ | ૨ | ૨૭ | મવો | ધ્રુવો |
| ૨૦ | ૨ | ૨૮ | શશોતિ | શણોતિ |
| ૨૨ | ૨ | ૩૧ | સુદ્વા-ઠેયો | સુદ્વાચ્છ્રેયો |
| ૨૨ | ૨ | ૩૨ | ય‌ૃચ્છ્યા | યદૃચ્છ્યા |
| ૨૨ | ૨ | ૩૩ | ધમ્ય | ધર્મ્ય |
| ૨૨ | ૨ | ૩૩ | કરિષ્યાસ | કરિષ્યસિ |
| ૨૨ | ૨ | ૩૮ | લ લ ન ભા | લાભાલાભૌ |
| ૨૨ | ૨ | ૩૮ | નૈ | નૈવ |
| ૨૨ | ૨ | ૩૮ | યુદ્ધયા | યુદ્ધ્યા |
| ૨૪ | ૨ | ૨૪ | ભોગૈં વર્ય | ભોગૈશ્વર્ય |
| ૨૪ | ૨ | ૪૧ | વ્યવસાયાત્મિકા | વ્યવસાયાત્મિકા |
| ૨૪ | ૨ | ૪૨ | ના યન્ત્યાતિ | નાન્ય સ્તીતિ |
| ૨૪ | ૨ | ૪૪ | વ્યવસાયાત્મિમ | વ્યવસાયાત્મિકા |
| ૨૪ | ૨ | ૪૫ | નિર્યોગ | નિર્યોગ |
| ૨૪ | ૨ | ૪૬ | યાવાનર્થં | યાવાનર્થ |
| ૨૬ | ૨ | ૫૨ | શ્રતસ્ય | શ્રુતસ્ય |
| ૨૮ | ૨ | ૬૦ | કૈન્તેય | કૌન્તેય |
| ૨૮ | ૨ | ૬૪ | આત્મવશ્યે | આત્મવશ્યૈ |
| ૩૨ | ૩ | ૧ | તાતિ | તત્કિં |
| ૩૨ | ૩ | ૨ | વાકેન | વાક્યેન |
| ૩૨ | ૩ | ૫ | જર્ગુણૈ | જૈર્ગુણૈ |
| ૩૪ | ૩ | ૧૨ | ભુન્ક્તે | ભુઙ્ક્તે |
| ૩૬ | ૩ | ૧૮ | ચારવ | ચાસ્ય |
| ૩૬ | ૩ | ૨૦ | કર્મૈવ | કર્મૈવ |
| ૩૬ | ૩ | ૨૦ | સ પશ્યન્ | સ પશ્યન્ |
| ૩૮ | ૩ | ૨૭ | ગુગ | ગુણૈ |

| પૃષ્ઠ | અધ્યાય | શ્લોક | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૩૮ | ૩ | ૩૦ | ધ્યામ ચેનસા | ધ્યાત્મચેતસા |
| ૩૮ | ૩ | ૩૦ | નિરાશી | નિરાશી |
| ૪૦ | ૩ | ૩૯ | કાન્તેય | કૌન્તેય |
| ૪૦ | ૩ | ૪૦ | એતીન | એતેનિ |
| ૪૨ | ૪ | ૩ | તેડ્ય | તેડ્ઘ |
| ૪૪ | ૪ | ૧૨ | દેવતો | દે તા |
| ૪૬ | ૪ | ૨૪ | બ્રહ્મ | બ્રહ્મ |
| ૫૪ | ૫ | ૭ | યોગયુકનો | યોગયુક્તો |
| ૫૬ | ૫ | ૧૬ | જ્ઞાનાનધૂત કલ્મપા | જ્ઞા ન નર્ધૂતકલ્મપા |
| ૫૬ | ૫ | ૨૩ | શકનોની | શક્નોતી |
| ૫૮ | ૫ | ૨૫ | મૃષ | મૃષય |
| ૫૮ | ૫ | ૨૬ | વિયન્તાના | વિયક્તાના |
| ૬૦ | ૬ | ૬ | શત્રત્વે | શત્રુત્વે |
| ૬૬ | ૬ | ૨૭ | બ્રહ્મભૂતકલ્મપમ્ | બ્રહ્મભૂતમકલ્મપમ્ |
| ૬૮ | ૬ | ૩૫ | અભ્યાસેન તુ ૌન્તેય | અભ્ય સેન તુ કૌન્તેય |
| ૬૮ | ૬ | ૩૬ | શકયોડ | શક્યોડ |
| ૬૮ | ૬ | ૪૦ | કશ્ચિત્ | કશ્ચિદ્ |
| ૭૨ | ૭ | ૫ | જીવભના | જીવભૂતા |
| ૭૪ | ૭ | ૮ | પારુષ | પૌરુષ |
| ૭૬ | ૭ | ૧૮ | એવતે | એવૈતે |
| ૭૬ | ૭ | ૧૮ | યુક્તાત્મા | યુક્તાત્મા |
| ૭૮ | ૭ | ૩૦ | વિદુર્યુકત | વિદુર્યુક્ત |
| ૮૬ | ૮ | ૨૭ | યોગ યકતો | યોગયુક્તો |
| ૯૦ | ૯ | ૧૧ | માનુષી | માનુષીં |
| ૯૦ | ૯ | ૧૩ | નૂતાદિમવ્યયમ | ભૂતાદિમવ્યયમ્ |
| ૯૨ | ૯ | ૧૮ | સુહત | સુહૃત્ |

| પૃષ્ઠ | અધ્યાય | શ્લોક | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૯૨ | ૯ | ૧૮ | બીજમવ્યયમ | બીજમવ્યયમ્ |
| ૯૨ | ૯ | ૨૨ | વહામ્યહમ | વહામ્યહમ્ |
| ૯૨ | ૯ | ૨૩ | પૂર્વકમ | પૂર્વકમ્ |
| ૯૨ | ૯ | ૨૪ | તશ્ચ્યવન્તિ | તશ્ચ્યવન્તિ |
| ૯૪ | ૯ | ૨૫ | પિતૃન્યાન્તિ | પિતૄન્યાન્તિ |
| ૯૪ | ૯ | ૨૬ | ભક્ત્ય | ભક્ત્યા |
| ૯૪ | ૯ | ૨૭ | મદર્પણમ | મદર્પણમ્ |
| ૯૪ | ૯ | ૨૯ | ચાપ્યહમ | ચાપ્યહમ્ |
| ૯૪ | ૯ | ૩૧ | કાન્તેય | કૌન્તેય |
| ૧૦૦ | ૧૦ | ૧૯ | વિભૂતય, | વિભૂતય, |
| ૧૦૨ | ૧૦ | ૨૯ | પિતૃણા | પિતૄણા |
| ૧૦૨ | ૧૦ | ૩૨ | ચવાહમર્જુન, | ચૈવાહમર્જુન |
| ૧૦૮ | ૧૧ | ૮ | શાકયસે | શક્યસે |
| ૧૧૪ | ૧૧ | ૩૦ | જ્વલદ્ભિ, | જ્વલદ્ભિ, |
| ૧૨૨ | ૧૧ | ૪૯ | દ્દમમેદ, | દ્દમમેવ, |
| ૧૨૮ | ૧૨ | ૯ | ચકનોષિ | શક્નોષિ |
| ૧૨૮ | ૧૨ | ૧૨ | શ્રો | શ્રેયો |
| ૧૩૨ | ૧૩ | ૩ | તત્ક્ષેત્ર | તત્ક્ષેત્ર |
| ૧૩૬ | ૧૩ | ૨૨ | ચાપ્યુકતો | ચાપ્યુક્તો |
| ૧૪૪ | ૧૪ | ૨૨ | નિવૃત્ત નિ | નિવૃત્તાનિ |
| ૧૪૮ | ૧૫ | ૧ | યસ્ય | યસ્ય |
| ૧૪૮ | ૧૫ | ૩ | ચાદિર્ન | ચાદિર્ન |
| ૧૫૦ | ૧૫ | ૧૨ | યચ્ચ ગ્નો | યચ્ચાગ્નૌ |
| ૧૫૪ | ૧૬ | ૫ | દૈવિમભિ | દૈવીમભિ |
| ૧૫૪ | ૧૬ | ૬ | દા | દ્વૌ |
| ૧૫૬ | ૧૬ | ૧૦ | પ્રવર્તન્તેશુચિવ્રતા | પ્રવર્તન્તેઽશુચિવ્રતા |

| પૃષ્ઠ | અધ્યાય | શ્લોક | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૧૫૬ | ૧૬ | ૬૪ | સિદ્ધાડ્ઙ | સિદ્ધોડ્ઙ |
| ૧૫૮ | ૧૬ | ૧૬ | નરકેડશુચા. | નરકેડશુચૌ |
| ૧૬૦ | ૧૭ | ૧ | શાસ્ર | શાસ્ત્ર |
| ૧૬૦ | ૧૭ | ૨ | ચવ | ચૈવ |
| ૧૬૦ | ૧૭ | ૬ | શરીરસ્થં | શરીરસ્થં |
| ૧૬૨ | ૧૭ | ૧૨ | આભસન્ધાય | અભિસન્ધાય |
| ૧૬૨ | ૧૭ | ૧૪ | બ્રહ્મચર્યમહિંસા | બ્રહ્મચર્યમહિંસા |
| ૧૬૪ | ૧૭ | ૧૭ | ત્રિાવધં | ત્રિવિધં |
| ૧૬૪ | ૧૭ | ૨૧ | પરિક્લિષ્ઠં | પરિક્લિષ્ટં |
| ૧૬૬ | ૧૭ | ૨૫ | ।ક્રયન્તે | ક્રિયન્તે |
| ૧૬૮ | ૧૮ | ૬ | સંગમ્ | સંગં |
| ૧૭૦ | ૧૮ | ૧૧ | શક્યં | શક્યં |
| ૧૭૨ | ૧૮ | ૧૮ | કર્તે ।ત | કર્તેતિ |
| ૧૭૬ | ૧૮ | ૪૧ | પ્રાવભક્તાનિ | પ્રવિભક્તાનિ |
| ૧૮૨ | ૧૮ | ૬૭ | શ્રપવે | શ્રૃવે |
| ૧૮૪ | ૧૮ | ૭૧ | કર્મણામ | કર્મણામ્ |

## સંશોધનપત્ર

### [ ગૂજરાતી વિભાગ ]

| પૃષ્ઠ | અધ્યાય | શ્લોક | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૩ | ૧ | ૨ | રથી | રથી, |
| ૩ | ૧ | ૩ | ભવ્ય ગુરો, તમે | ભવ્ય, ગુરો, તમે, |
| ૩ | ૧ | ૫ | શૂર શિરોમણિ. | શૂરશિરોમણિ |
| ૫ | ૧ | ૮ | અશ્વત્થામા | અશ્વત્થામા, |
| ૭ | ૧ | ૧૬ | 'અનન્ત વિજય' | 'અનન્તવિજય' |
| ૭ | ૧ | ૨૨ | સગે | સંગે |

| પૃષ્ઠ | અધ્યાય | શ્લોક | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૭ | ૧ | ૨૩ | શત્રસૈન્યમાં, | શત્રુસૈન્યમાં, |
| ૯ | ૧ | ૨૬ | આચાર્યો | આચાર્યો, |
| ૯ | ૧ | ૨૬ | સખા | સખા, |
| ૯ | ૧ | ૩૦ | છૂટે | છૂટે, |
| ૧૧ | ૧ | ૩૯ | અમે | અમે, |
| ૧૧ | ૧ | ૪૨ | પિંડતપણું. | પિંડતર્પણ |
| ૧૩ | ૧ | ૪૪ | જનોને , | જનોનો, |
| ૧૩ | ૧ | ૪૭ | વિહવલે | વિહ્વલે |
| ૧૭ | ૨ | ૭ | પતિત સ્વભાન | પતિતસ્વભાવ |
| ૧૭ | ૨ | ૯ | મૂગો | મૂગો |
| ૨૧ | ૨ | ૨૭ | નિશ્રત, | નિશ્ચિત, |
| ૨૩ | ૨ | ૩૧ | શ્રય | શ્રેય |
| ૨૩ | ૨ | ૩૮ | - હાન | હાનિ |
| ૨૫ | ૨ | ૪૨ | સકામીઓ | સકામીઓ |
| ૨૫ | ૨ | ૪૩ | અશ્વર્ય | ઐશ્વર્ય |
| ૨૫ | ૨ | ૪૫ | નિશ્ચિન્ત | નિશ્ચિન્ત |
| ૨૭ | ૨ | ૫૧ | છટી | છૂટી |
| ૩૫ | ૩ | ૭ | શ્રેષ્ઠ | શ્રેષ્ઠ |
| ૩૫ | ૩ | ૮ | શ્રષ્ઠ | શ્રેષ્ઠ |
| ૩૯ | ૩ | ૩૩ | સા, | સૌ, |
| ૪૧ | ૩ | ૩૭ [શ્લોકની ઉપર ખાલી જગામાં] શ્રી ભગવાનએ કહ્યા | | |
| ૪૭ | ૪ | [મથાળે] | જ્ઞાનકર્મન્યાસયોગ | જ્ઞાનકર્મસંન્યાસયોગ |
| ૪૯ | ૪ | ,, | ,, | ,, |
| ૫૧ | ૪ | ,, | ,, | ,, |
| ૫૧ | ૪ | ૪૦ | સશયો શ્રયથી | સંશયી શ્રેયથી |
| ૫૭ | ૫ | ૧૭ | તદ્દપ | તદ્રૂપ |

| પૃષ્ઠ | અધ્યાય | શ્લોક | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૬૩ | ૬ | ૯ | શ્રષ્ઠ | શ્રેષ્ઠ |
| ૬૩ | ૬ | ૧૩ | ગ્રીવાપ | ગ્રીવા૫ |
| ૬૩ | ૬ | ૧૪ | મન્ચિત્ત | મચ્ચિત્ત૬ |
| ૬૫ | ૬ | ૧૯ | પ્રમા૯ | પ્રમા૯ |
| ૬૫ | ૬ | ૨૦ | ાત્મને | આત્મને |
| ૬૫ | ૬ | ૨૨ | શ્રષ્ઠ | શ્રેષ્ઠ |
| ૬૫ | ૬ (નીચે ટિપ્પણીમાં) ૭ ઊનાણુથી ા, | | | ઊનાણુથીને |
| ૬૭ | ૬ | ૩૨ | શ્રષ્ઠ | શ્રેષ્ઠ |
| ૬૭ | ૬ | ૩૩ | શ્રષ્ઠ | શ્રેષ્ઠ |
| ૬૯ | ૬ | ૩૭ | ચત્તતો, | ચિત્તનો, |
| ૭૧ | ૬ | ૪૬ | શ્રષ્ઠ | શ્રેષ્ઠ |
| ૭૩ | ૭ | ૪ | બા | બૂ |
| ૭૩ | ૭ | ૪ | બુદ્ધિ | બુદ્ધિ, ભિજવાવાળો |
| ૭૫ | ૭ (નીચે ટિપ્પણીમા) | | | ૧૦ સાંસારિક પદાર્થોને માટે |
| ૭૭ | ૭ | ૧૮ | શ્રષ્ઠ | શ્રેષ્ઠ |
| ૮૩ | ૮ (નીચે ટિપ્પણીમાં) ૬ ભવાની | | | ૬ ભવાની |
| ૮૯ | ૯ | મથાળે | રાજ વદ્યા | રાજવિદ્યા |
| ૮૯ | ૯ | ૨ | શ્રષ્ઠ | શ્રેષ્ઠ |
| ૮૯ | ૯ | ૪ | જો મારો યોગ ઇશ્વરી | તેઓમાં હું રહ્યો નથી. |
| ૯૩ | ૯ | ૨૦ | ગોમભક્તો,' | સોમભક્તો,૭ |
| ૯૩ | ૯ | ૨૨ | અનન્ ભાવથી | અનન્યભાવથી |
| ૯૩ | ૯ | ૨૨ | ભકતો | ભક્તો |
| ૯૩ | ૯ | ૨૩ | ભકતો | ભક્તો |
| ૮૭ | ૧૦ (નીચે ટિપ્પણીમાં) ૫ . અકીર્તિંએ | | | અકીર્તિયે |
| ૧૦૫ | ૧૦ | ૪૧ | અશ્વર્યવન્તુ | ઐશ્વર્યવન્તુ |
| ૧૦૫ | ૧૦ | ૪૧ | સા | સૌ |

| પૃષ્ઠ | અધ્યાય | શ્લોક | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૧૧૧ | ૧૧ | ૧૮ | શ્રષ્ઠ | શ્રેષ્ઠ |
| ૧૧૫ | ૧૧ | ૨૬ | આમારા | અમારા |
| ૧૨૧ | ૧૧ | ૪૪ | કૃપાર્થ, | કૃપાર્થ,[૨૧] |
| ૧૨૫ | ૧૧ | ૫૫ | અસ પ[૨૮] | અસ ગ[૨૮] |
| ૧૨૭ | ૧૨ | ૩ | અચન, વ, | અચન, ધ્રુવ, |
| ૧૨૭ | ૧૨ (નીચે ટિપ્પણીમાં) ૩ | | ઇન્દ્રઓનો | ઇન્દ્રિઓનો |
| ૧૩૫ | ૧૩ | ૧૨ | કષાય | ના કષાય |
| ૧૩૫ | ૧૩ | ૧૪ | ભોકતાયે | ભોક્તાયે |
| ૧૪૧ | ૧૪ | ૨ | આ અજ્ઞાન | આ જ્ઞાન |
| ૧૪૩ | ૧૪ | (મથાળે) | ચાદમો અધ્યાય | ચૌદમો અધ્યાય |
| ૧૪૩ | ૧૪ | ૧૫ | તમસમા | તમસ્મા |
| ૧૪૫ | ૧૪ | (મથાળે) | ચાદમો અધ્યાય | ચૌદમો અધ્યાય |
| ૧૪૫ | ૧૪ | ૨૫ | શત્રુ | શત્રુ |
| ૧૫૧ | ૧૫ | ૬ | ચદ્ર | ચદ્ર, |
| ૧૫૧ | ૧૫ | ૬ | શ્રષ્ઠ | શ્રેષ્ઠ |
| ૧૫૧ | ૧૫ | ૧૩ | ભૂમમાં | ભૂમિમાં |
| ૧૫૩ | ૧૫ | (મથાળે) | પદરમો અધ્યાય– | પદરમો અધ્યાય– |
| ૧૫૩ | ૧૫ | ૧૫ | સાનાં | સૌના |
| ૧૫૫ | ૧૬ (નીચે ટિપ્પણીમા) ૩ | | ઇન્યિોનો | ઇન્દ્રિયોનો |
| ૧૫૭ | ૧૬ | ૧૨ | કામકે ધ | કામક્રોધ |
| ૧૫૭ | ૧૬ | ૧૪ | આ શત્રને | આ શત્રુને |
| ૧૫૯ | ૧૬ | ૨૨ | શ્રય | શ્રેય |
| ૧૬૫ | ૧૭ | ૧૬ | મનાનિગ્રહ | મનોનિગ્રહ |
| ૧૭૫ | ૧૮ | ૨૯ | બુદ્ધિ અને | બુદ્ધિ ને |
| ૧૭૯ | ૧૮ | ૪૭ | લાગતુ | લાગતુ |
| ૧૭૯ | ૧૮ | ૫૧ | ધનિથી | ધૃતિથી |
| ૧૮૧ | ૧૮ | ૫૮ | સણ | સઘે |

નોધ આ સરીધનપત્રમા દર્શાવેલ અશુદ્ધિઓ મદદ અરો ચાલુ પ્રેસે ખીબાં તૂટી જવાથી કે આડ અવળા થઇ જવાથી થઇ છે. —મુદ્રક

# અમૃતાઞ્જલિ

## પહેલો અધ્યાય

## અર્જુનવિષાદયોગ

ધૃતરાષ્ટ્ર ઉવાચ

ધર્મક્ષેત્રે કુરુક્ષેત્રે સમવેતા યુયુત્સવઃ,
મામકાઃ પાણ્ડવાશ્ચૈવ કિમકુર્વત સંજય. ૧

સંજય ઉવાચ

દૃષ્ટ્વા તુ પાણ્ડવાનીકં વ્યૂઢં દુર્યોધનસ્તદા,
આચાર્યમુપસંગમ્ય રાજા વચનમબ્રવીત. ૨

પશ્યૈતાં પાણ્ડુપુત્રાણામાચાર્ય મહતીં ચમૂમ્,
વ્યૂઢાં દ્રુપદપુત્રેણ તવ શિષ્યેણ ધીમતા. ૩

અત્ર શૂરા મહેષ્વાસા ભીમાર્જુનસમા યુધિ,
યુયુધાનો વિરાટશ્ચ દ્રુપદશ્ચ મહારથઃ. ૪

ધૃષ્ટકેતુશ્ચેકિતાનઃ કાશિરાજશ્ચ વીર્યવાન્,
પુરુજિત્કુન્તિભોજશ્ચ શૈબ્યશ્ચ નરપુંગવઃ. ૫

યુધામન્યુશ્ચ વિક્રાન્ત ઉત્તમૌજાશ્ચ વીર્યવાન્,
સૌભદ્રો દ્રૌપદેયાશ્ચ સર્વ એવ મહારથાઃ. ૬

# અમૃતાઞ્જલિ

## પહેલો અધ્યાય

## અર્જુનવિષાદયોગ

### ધૃતરાષ્ટ્ર બોલ્યા

ધર્મધામ કુરુક્ષેત્રે મળેલા યુદ્ધ ઇચ્છતા
મારા ને પાંડુપુત્રોએ કહો, સંજય, શું કર્યું ? ૧

### સંજય બોલ્યા

પેખીને પાંડુપુત્રોની સેના વ્યૂહે રચી પછી
રાજા દુર્યોધને વેણ કહ્યું દ્રોણ કને જઈ ૨

### દુર્યોધન બોલ્યા

જુઓ આ પાંડુપુત્રોની સેના ભવ્ય ગુરો, તમે.
રચેલી આપના શાણા શિષ્ય દ્રુપદના સુતે. ૩

મહાધન્વી,[1] રણે શૂરા ભીમ–અર્જુન શા અહીં
યુયુધાન, વિરાટેય, દ્રુપદેય મહારથી,[2] ૪

ધૃષ્ટકેતુ, ચેકિતાન, કાશીરાજ પરાક્રમી,
પુરુજિત્, કુંતિભોજેય, શૈબ્ય શૂર શિરોમણિ. ૫

શૂરવીર યુધામન્યુ, ઉત્તમૌજા પરાક્રમી,
સૌભદ્ર,[3] દ્રૌપદીપુત્રો એ સર્વે જ મહારથી. ૬

---

૧ મોટા બાણાવળી, ૨ એકલા દસ હજાર યોદ્ધાઓ સામે લડી શકે તેવા પરાક્રમી લડવૈયા, ૩ સુભદ્રાનો પુત્ર—અભિમન્યુ.

અસ્માકં તુ વિશિષ્ટા યે તાન્નિબોધ દ્વિજોત્તમ,
નાયકા મમ સૈન્યસ્ય સંજ્ઞાર્થ તાન્બ્રવીમિ તે ૭

ભવાન્ભીષ્મશ્ચ કર્ણશ્ચ કૃપશ્ચ સમિતિંજય,
અશ્વત્થામા વિકર્ણશ્ચ સૌમદત્તિસ્તથૈવ ચ ૮

અન્યે ચ બહવ શૂરા મદર્થે ત્યક્તજીવિતા,
નાનાશસ્ત્રપ્રહરણા સર્વે યુદ્ધવિશારદા ૮

અપર્યાપ્ત તદસ્માક બલ ભીષ્માભિરક્ષિતમ્,
પર્યાપ્ત ત્વિદમેતેષા બલ ભીમાભિરક્ષિતમ્ ૧૦

અયનેષુ ચ સર્વેષુ યથાભાગમવસ્થિતા,
ભીષ્મમેવાભિરક્ષન્તુ ભવન્ત સર્વ એવ હિ ૧૧

તસ્ય સંજનયન્હર્ષ કુરુવૃદ્ધ પિતામહ,
સિંહનાદ વિનદ્યોચ્ચૈ શંખ દધ્મૌ પ્રતાપવાન્ ૧૨

તત શંખાશ્ચ ભેર્યશ્ચ પણવાનકગોમુખા,
સહસૈવાભ્યહન્યન્ત સ શબ્દસ્તુમુલોઽભવત્ ૧૩

તત શ્વેતૈર્હયૈર્યુક્તે મહતિ સ્યન્દને સ્થિતૌ,
માધવ પાણ્ડવશ્ચૈવ દિવ્યૌ શંખૌ પ્રદધ્મતુ ૧૪

પાઞ્ચજન્ય હૃષીકેશો દેવદત્ત ધનંજય,
પૌણ્ડ્ર દધ્મૌ મહાશંખ ભીમકર્મા વૃકોદર ૧૫

આપણા એક શૂરા જે તેયે જાણો, દ્વિજોત્તમ,[૪]
સજાર્યે[૫] આપને ભાખુ સેનાધિપતિ તે મુજ. ૭

આપ છો, ભીષ્મ ને કર્ણ, સંગ્રામે વિજયી કૃપ,
અશ્વત્થામા વિકર્ણેય, છે સોમદત્તનો સુત ૮

હું કાજે પ્રાણ દેનારા બીજાયે શૂર છે બહુ,
જે અસ્ત્ર-શસ્ત્ર સંયુક્ત ચતુર યુદ્ધમાં સહુ ૯

અજેય[૬] આપણી સેના રક્ષી ભીષ્મપિતામહે,
જેય[૭] જે એમની સેના રક્ષે છે ભીમસેન તે. ૧૦

બધાયે વ્યૂહમાર્ગોમાં પ્રાપ્તસ્થાને ઊભા રહી,
રક્ષજો ભીષ્મને આપ શ્રીમાનો સર્વ સા ભણી ૧૧

સંજય બોલ્યા

પ્રતાપી ભીષ્મ દાદાએ ગર્જ્યો શંખ જોરથી—
આનન્દ પ્રેરતો તેને—સિંહ શી ગર્જના કરી ૧૨

પછી તો શંખ, ભેરી ને તુરાઈ,[૮] ઢોલ, નોબતો,
એક સાથે બધા વાગ્યા ભીષણ નાદ તે થયો ૧૩

તે પછી શ્વેત અશ્વાળા મહારથે વિરાજિત[૧૦]
માધવે તેમ પાર્થેયે શંખો ફૂંક્યા અલૌકિક ૧૪

'પાંચજન્ય' હૃષીકેશે, દેવદત્ત ધનંજયે,
ફૂંક્યો પૌંડ્ર મહાશંખ ભીમકર્મા[૧૧] વૃકોદરે,[૧૨] ૧૫

---

૪ બ્રાહ્મણોમા શ્રેષ્ઠ, ૫ આપના માટે, ૬ જીતી ન શકાય તેવી, ૭ જીતી શકાય તેવી, ૮ ફૂંકીને વગાડવાનું એક વાદ્ય ૯ અશ્વોવાળા ૧૦ શોભેલા, ૧૧ ભયંકર કર્મો કરનારો ૧૨ ભીમ વરુ જેવા ખાઉધરો

અનન્તવિજય રાજા કુન્તીપુત્રો યુધિષ્ઠિર,
નકુલ સહદેવશ્ચ સુઘોષમણિપુષ્પકૌ ૧૬

કાશ્યશ્ચ પરમેષ્વાસ શિખણ્ડી ચ મહારથ,
ધૃષ્ટદ્યુમ્નો વિરાટશ્ચ સાત્યકિશ્ચાપરાજિત ૧૭

દ્રુપદો દ્રૌપદેયાશ્ચ સર્વશ પૃથિવીપતે,
સૌભદ્રશ્ચ મહાબાહુ શંખાન્દધ્મુ પૃથક્પૃથક્ ૧૮

સ ઘોષો ધાર્તરાષ્ટ્રાણા હૃદયાનિ વ્યદારયત્,
નભશ્ચ પૃથિવીં ચૈવ તુમુલો વ્યનુનાદયન્ ૧૯

અથ વ્યવસ્થિતાન્દૃષ્ટ્વા ધાર્તરાષ્ટ્રાન્કપિધ્વજ,
પ્રવૃત્તે શસ્ત્રસંપાતે ધનુરુદ્યમ્ય પાણ્ડવ ૨૦

હૃષીકેશ તદા વાક્યમિદમાહ મહીપતે,
સેનયોરુભયોર્મધ્યે રથ સ્થાપય મેઽચ્યુત ૨૧

યાવદેતાન્નિરીક્ષેઽહ યોદ્ધુકામાનવસ્થિતાન્,
કૈર્મયા સહ યોદ્ધવ્યમસ્મિન્રણસમુદ્યમે ૨૨

યોત્સ્યમાનાનવેક્ષેઽહ ય એતેઽત્ર સમાગતા,
ધાર્તરાષ્ટ્રસ્ય દુર્બુદ્ધેર્યુદ્ધે પ્રિયચિકીર્ષવ ૨૩

સંજય ઉવાચ

એવમુક્તો હૃષીકેશો ગુડાકેશેન ભારત,
સેનયોરુભયોર્મધ્યે સ્થાપયિત્વા રથોત્તમમ્ ૨૪

'અનન્ત વિજય' રાજા કુન્તીપુત્ર યુધિષ્ઠિરે,
નકુલે—સહદેવેયે, સુઘોષ—મણિપુષ્પક. ૧૬

શ્રેષ્ઠ બાણાવળી કાશ્ય[૧૩] ને શિખંડી મહારથી,
ધૃષ્ટદ્યુમ્ન, વિરાટે ને અપરાજિત સાત્યકિ. ૧૭

દ્રુપદ, દ્રૌપદીપુત્રો, અભિમન્યુ મહાભુજા,[૧૪]
સર્વે એ, ધરણીનાથ, શંખો ફૂંક્યા જુદા જુદા. ૧૮

તે ઘોષે અવની—આભે ભીષણ[૧૫] ઘોષણા કરી—
કૌરવોના ઉરો ભેદ્યા ભયની કલ્પના ભરી ૧૯

વ્યવસ્થિત પછી પેખી કૌરવોને કપિધ્વજે,[૧૬]
શસ્ત્રસંધાન વેળાએ ઉઠાવી ધનુ પાંડવે— ૨૦

શ્રીકૃષ્ણને કહ્યું ત્યારે આ વચન, મહીપતે,

અર્જુન બોલ્યા

રાખો, બે સૈન્યની મધ્યે રથ મારો, પ્રભો, તમે ૨૧

જ્યાં સુધી યુદ્ધકામી આ ઊભેલા નીરખી લહુ,
કે મારે યુદ્ધવ્યાપારે કો સગે યુદ્ધ માંડવું. ૨૨

યોદ્ધાઓ નીરખું આ જે આવ્યા છે શત્રુસૈન્યમાં,
દુર્બુદ્ધિ ધાર્તરાષ્ટ્રનું[૧૭] યુદ્ધે કલ્યાણ ઇચ્છતા ૨૩

સંજય બોલ્યા

ગુડાકેશે કહ્યું એવું સાંભળી મધુસૂદને[૧૮]
બંને તે સૈન્યની મધ્યે સ્થાપીને રથ શ્રેષ્ઠ તે— ૨૪

---

૧૩ કાશીરાજ, ૧૪ મોટી ભુજાવાળો, ૧૫ ભયંકર ૧૬ વાનરના ચિહ્નની ધ્વજવાળો અર્જુન, ૧૭ કૌરવો, ધૃતરાષ્ટ્રના પુત્રો, ૧૮ શ્રી કૃષ્ણ

ભીષ્મદ્રોણપ્રમુખત સર્વેષાં ચ મહીક્ષિતામ્,
ઉવાચ પાર્થ પશ્યૈતાન્સમવેતાન્કુરૂનિતિ. ૨૫

તત્રાપશ્યત્સ્થિતાન્પાર્થઃ પિતૄનથ પિતામહાન્
આચાર્યાન્માતુલાન્ભ્રાતૄન્ પુત્રાન્પૌત્રાન્સખીંસ્તથા. ૨૬

શ્વશુરાં સુહૃદશ્ચૈવ સેનયોરુભયોરપિ.
તાન્સમીક્ષ્ય સ કૌન્તેયઃ સર્વાન્બન્ધૂનવસ્થિતાન્, ૨૭

કૃપયા પરયાવિષ્ટો વિષીદન્નિદમબ્રવીત્.

અર્જુન ઉવાચ

દૃષ્ટ્વેમં સ્વજનં કૃષ્ણ યુયુત્સું સમુપસ્થિતમ્. ૨૮

સીદન્તિ મમ ગાત્રાણિ મુખં ચ પરિશુષ્યતિ
વેપથુશ્ચ શરીરે મે રોમહર્ષશ્ચ જાયતે. ૨૯

ગાણ્ડીવં સ્રંસતે હસ્તાત્ત્વક્ચૈવ પરિદહ્યતે,
ન ચ શક્નોમ્યવસ્થાતું ભ્રમતીવ ચ મે મનઃ ૩૦

નિમિત્તાનિ ચ પશ્યામિ વિપરીતાનિ કેશવ,
ન ચ શ્રેયોઽનુપશ્યામિ હત્વા સ્વજનમાહવે. ૩૧

ન કાંક્ષે વિજયં કૃષ્ણ ન ચ રાજ્યં સુખાનિ ચ,
કિં નો રાજ્યેન ગોવિન્દ કિં ભોગૈર્જીવિતેન વા. ૩૨

ભીષ્મ, દ્રોણ અને સર્વે રાજવીઓ સમક્ષમાં
ને બોલ્યા આમ 'જો, પાર્થ, મળેલો કુરુપક્ષ આ.' ૨૫

ઊભેલા નીરખ્યા પાર્થે ત્યાં પિતરો, પિતામહો,
આચાર્યો બંધુઓ, મામા, સખા પૌત્રો તથા સુતો. ૨૬

શ્વશુરો, સ્નેહસંગીઓ બંનેયે પક્ષના વિષે,
ઊભેલા બંધુઓ સર્વે વિલોકી કુન્તીપુત્ર તે. ૨૭

અત્યંત કરુણાઘેર્યો વિષાદી[19] બનતા વદ્યો

અર્જુન બોલ્યા

દેખી આ સ્વજનો, કૃષ્ણ, યુદ્ધવાંછુ[20] ઉપસ્થિત,[21] ૨૮

ગળંતા ગાત્ર આ મારા ને શોષ ઊપજે મુખે;
કંપે કાયા વળી મારી તથા રોમાંચ ઉદ્ભવે, ૨૯

ગાંડીવ હાથથી છૂટે ત્વચાને[22] ઉપજતા દાહે,
ખડી શકું ન ઊભો ને જાણે મારું ભમે મન, ૩૦

ને નીરખું નિમિત્તોયે[23] વિરોધી સર્વ, કેશવ,
નથી કલ્યાણ હું જોતો યુદ્ધમાં હણીને કુલ. ૩૧

ન વાંછુ વિજય, કૃષ્ણ, રાજ્ય કે સુખ સૌ વળી.
અમારે શો સરે અર્થ રાજ્ય, ભોગો, જીવિતથી[24]? ૩૨

---

૧૯ શોકથી, ૨૦ યુદ્ધ ઇચ્છનાર, ૨૧ સામે ઊભેલા, ૨૨ ચામડીને, ૨૩ લક્ષણો પણ, ૨૪ જીવનથી.

યેષામર્થે કાઙ્ક્ષિતં નો રાજ્યં ભોગાઃ સુખાનિ ચ,
ત ઇમેઽવસ્થિતા યુદ્ધે પ્રાણાંસ્ત્યક્ત્વા ધનાનિ ચ. ૩૩

આચાર્યાઃ પિતરઃ પુત્રાસ્તથૈવ ચ પિતામહાઃ,
માતુલાઃ શ્વશુરાઃ પૌત્રાઃ શ્યાલાઃ સમ્બન્ધિનસ્તથા ૩૪

એતાન્ન હન્તુમિચ્છામિ ઘ્નતોઽપિ મધુસૂદન,
અપિ ત્રૈલોક્યરાજ્યસ્ય હેતોઃ કિં નુ મહીકૃતે. ૩૫

નિહત્ય ધાર્તરાષ્ટ્રાન્નઃ કા પ્રીતિઃ સ્યાજ્જનાર્દન,
પાપમેવાશ્રયેદસ્માન્હત્વૈતાનાતતાયિનઃ ૩૬

તસ્માન્નાર્હા વયં હન્તું ધાર્તરાષ્ટ્રાન્સ્વબાન્ધવાન્,
સ્વજનં હિ કથં હત્વા સુખિનઃ સ્યામ માધવ. ૩૭

યદ્યપ્યેતે ન પશ્યન્તિ લોભોપહતચેતસઃ,
કુલક્ષયકૃતં દોષં મિત્રદ્રોહે ચ પાતકમ્. ૩૮

કથં ન જ્ઞેયમસ્માભિઃ પાપાદસ્માન્નિવર્તિતુમ્,
કુલક્ષયકૃતં દોષં પ્રપશ્યદ્ભિર્જનાર્દન ૩૯

કુલક્ષયે પ્રણશ્યન્તિ કુલધર્માઃ સનાતનાઃ
ધર્મે નષ્ટે કુલં કૃત્સ્નમધર્મોઽભિભવત્યુત ૪૦

અધર્માભિભવાત્કૃષ્ણ પ્રદુષ્યન્તિ કુલસ્ત્રિયઃ,
સ્ત્રીષુ દુષ્ટાસુ વાર્ષ્ણેય જાયતે વર્ણસંકરઃ ૪૧

સંકરો નરકાયૈવ કુલઘ્નાનાં કુલસ્ય ચ,
પતન્તિ પિતરો હ્યેષાં લુપ્તપિણ્ડોદકક્રિયાઃ ૪૨

ઇચ્છેલા જેમના અર્થે રાજ્ય, ભોગો, સુખો અમે,
ત્યાગી પ્રાણ–ધન–આશા તે તો ઊભા અહીં રણે. ૩૩

આચાર્યો, પિતરો, પુત્રો, પૌત્રો તથા પિતામહો,
મામાઓ, શ્વશુરો, સાળા, સંબંધી અન્ય જે જનો ૩૪

તેઓ હણે મને તોયે હણવા ચાહુ ના કરું
ત્રિલોકી રાજ્યના અર્થે તો કેમ તુચ્છ ભૂમિ શું? ૩૫

કૌરવોને હણી, કૃષ્ણ, અમારું શું થશે પ્રિય?
હણી એ આતતાયીને[25] લાગશે પાપ કેવલ ૩૬

તેથી ના મારવા શોભે કૌરવો નિજ બાંધવ,
સ્વજનોને હણી કેમ પામશું સુખ, માધવ? ૩૭

જો કે એ ભ્રષ્ટ બુદ્ધિના લોભી તો ન વિલોકતા
કુલનાશે થતો દોષ ને પાપ મિત્રદ્રોહમાં ૩૮

કુલનાશે થતો દોષ જાણનારા અમે પ્રભો,
પાપથી વળવા પાછા શે ન વિચારીએ કહો! ૩૯

કુલનાશે વિનાશન્તા કુલધર્મો સનાતન,
ધર્મના લોપથી આખા કુલને દાબે પાતક ૪૦

પાપની વૃદ્ધિથી, કૃષ્ણ, સ્ત્રીઓ ભ્રષ્ટ થતી કુલે,
વાર્ષ્ણેય,[26] ભ્રષ્ટ સ્ત્રીઓથી વર્ણસંકર ઊપજે ૪૧

કુલને ને કુલઘ્નોને[27] નાખે નરકે સંકર,
પિતરોયે પડે નીચે લોપાતા પિંડતર્પણ ૪૨

૨૫ મહાપાપીઓને, ૨૬ વૃષ્ણિ_ના ઉત્પન્ન થયેલા શ્રી કૃષ્ણ ૨૭ કુલઘાતક

દોષૈરેતૈઃ કુલઘ્નાનાં વર્ણસંકરકારકૈઃ,
ઉત્સાદ્યન્તે જાતિધર્માઃ કુલધર્માશ્ચ શાશ્વતાઃ ૪૩

ઉત્સન્નકુલધર્માણાં મનુષ્યાણાં જનાર્દન,
નરકેઽનિયતં વાસો ભવતીત્યનુશુશ્રુમ. ૪૪

અહો બત મહત્પાપં કર્તું વ્યવસિતા વયમ્,
યદ્રાજ્યસુખલોભેન હન્તું સ્વજનમુદ્યતાઃ. ૪૫

યદિ મામપ્રતીકારમશસ્ત્રં શસ્ત્રપાણયઃ,
ધાર્તરાષ્ટ્રા રણે હન્યુસ્તન્મે ક્ષેમતરં ભવેત્. ૪૬

સંજય ઉવાચ

એવમુક્ત્વાર્જુનઃ સંખ્યે રથોપસ્થઉપાવિશત્,
વિસૃજ્ય સશરં ચાપં શોકસંવિગ્નમાનસઃ. ૪૭

અધ્યાય પહેલો સંપૂર્ણ

વર્ણસંકરકારી[૨૮] આ દોષોથી કુલઘાતીના—
જાતિ ને કુલના ધર્મો શાશ્વત હ્રાસ[૨૯] પામતા. ૪૩

કુલધર્મો ટળ્યા જેના તે જનોને, જનાર્દન,[૩૦]
સૂણ્યું એવું અમે—'થાય નરકે વાસ નિશ્ચય' ૪૪

અરે, કેવું મહાપાપ આદરવા અમે બધા
રાજ્ય ને સુખના લોભે ઉત્સુક્યા હણવા સગા! ૪૫

અશસ્ત્ર અપ્રતિકારી[૩૧] રહેલા મુજને હણે—
સશસ્ત્ર કૌરવો જો તો ક્ષેમ[૩૨] મારું થશે ખરે. ૪૬

સંજય બોલ્યા

આમ કહી રણે પાર્થ ધનુ-બાણ પરિત્યજી
શોકથી વિહ્વલે ચિત્તે બેઠો રથાસને પછી. ૪૭

અધ્યાય પહેલો સંપૂર્ણ

૨૮ વર્ણસંકર કરનારા, ૨૯ નાશ, ૩૦ કૃષ્ણ, ૩૧ વિરોધ ન કરનારો, ૩૨ શ્રેય, કલ્યાણ

## અમૃતાઞ્જલિ

### બીજો અધ્યાય

### સાંખ્યયોગ

સંજય ઉવાચ

તં તથા કૃપયાવિષ્ટમશ્રુપૂર્ણાકુલેક્ષણમ,
વિષીદન્તમિદં વાક્યમુવાચ મધુસૂદનઃ ૧

શ્રી ભગવાનુવાચ

કુતસ્ત્વા કશ્મલમિદં વિષમે સમુપસ્થિતમ્,
અનાર્યજુષ્ટમસ્વર્ગ્યમકીર્તિકરમર્જુન. ૨

ક્લૈબ્યં મા સ્મ ગમઃ પાર્થ નૈતત્ત્વય્યુપપદ્યતે,
ક્ષુદ્રં હૃદયદૌર્બલ્યં ત્યક્ત્વોત્તિષ્ઠ પરંતપ. ૩

અર્જુન ઉવાચ

કથં ભીષ્મમહં સંખ્યે દ્રોણં ચ મધુસૂદન,
ઇષુભિઃ પ્રતિ યોત્સ્યામિ પૂજાર્હાવરિસૂદન. ૪

ગુરૂનહત્વા હિ મહાનુભાવાન્
શ્રેયો ભોક્તું ભૈક્ષ્યમપીહ લોકે,
હત્વાર્થકામાંસ્તુ ગુરૂનિહૈવ
ભુઞ્જીય ભોગાન્રુધિરપ્રદિગ્ધાન્. ૫

# અમૃતાઞ્જલિ

## બીજો અધ્યાય

## સાંખ્યયોગ

### સંજય બોલ્યા

આવા એ કરુણાવ્યાપ્ત[1] અશ્રુવ્યાકુલચક્ષુના
વિષાદી પાર્થના પ્રત્યે શ્રી કૃષ્ણે વેણુ આ કહ્યા. ૧

### શ્રી ભગવાન બોલ્યા

શ્રેષ્ઠો ના આચરે એવુ સ્વર્ગ–કીર્તિ–વિનાશક,
આ અજ્ઞાન થયુ શાથી વિષમ સ્થલ, અર્જુન ? ૨

ના તુ કાયરતા ધાર તને એ શોભતી નથી,
મનનુ તુચ્છ દૌર્બલ્ય ત્યાગી, ઊઠ, પરાક્રમી. ૩

### અર્જુન બોલ્યા

પૂજ્ય આ ભીષ્મ ને દ્રોણ સમક્ષ, મધુસૂદન,
શે કરુ યુદ્ધ બાણોથી યુદ્ધમા, અરિસૂદન[2] ? ૪

મહાનુભાવી ગુરુઓ ન મારી,
ભિક્ષાન્નથી જીવન શ્રેષ્ઠ માનુ,
પૂજ્યો હણીને સુખ રક્ત–ભીનુ
જ ભોગવીશ ધન–કામ રૂપી. ૫

---

૧ કરુણાથી ઘેરાયેલા, ૨ શત્રુનો નાશ કરનારા

ન ચૈતદ્વિદ્મઃ કતરન્નો ગરીયો
યદ્વા જયેમ યદિ વા નો જયેયુઃ,
યાનેવ હત્વા ન જિજીવિષામ-
સ્તેઽવસ્થિતાઃ પ્રમુખે ધાર્તરાષ્ટ્રાઃ. ૬

કાર્પણ્યદોષોપહતસ્વભાવઃ
પૃચ્છામિ ત્વાં ધર્મસંમૂઢચેતાઃ,
યચ્છ્રેયઃ સ્યાન્નિશ્ચિતં બ્રૂહિ તન્મે
શિષ્યસ્તેઽહં શાધિ માં ત્વાં પ્રપન્નમ્. ૭

ન હિ પ્રપશ્યામિ મમાપનુદ્યાદ્
યચ્છોકમુચ્છોષણમિન્દ્રિયાણામ્,
અવાપ્ય ભૂમાવસપત્નમૃદ્ધં
રાજ્યં સુરાણામપિ ચાધિપત્યમ્. ૮

સંજય ઉવાચ

એવમુક્ત્વા હૃષીકેશં ગુડાકેશઃ પરંતપ,
ન યોત્સ્ય ઇતિ ગોવિન્દમુક્ત્વા તૂષ્ણીં બભૂવ હ. ૯

તમુવાચ હૃષીકેશઃ પ્રહસન્નિવ ભારત,
સેનયોરુભયોર્મધ્યે વિષીદન્તમિદં વચઃ. ૧૦

શ્રી ભગવાનુવાચ

અશોચ્યાનન્વશોચસ્ત્વં પ્રજ્ઞાવાદાંશ્ચ ભાષસે,
ગતાસૂનગતાસૂંશ્ચ નાનુશોચન્તિ પણ્ડિતાઃ. ૧૧

ન ત્વેવાહં જાતુ નાસં ન ત્વં નેમે જનાધિપાઃ,
ન ચૈવ ન ભવિષ્યામઃ સર્વે વયમતઃ પરમ્. ૧૨

ન જાણતા શું કરવુ ઘટે તે
કે કોણ એમા રણ જીતશે તે;
જેને હણી જીવનની ન તૃષ્ણા
તે કૌરવો આમ સમક્ષ ઊભા. ६

કાર્પણ્યદોષે પતિત સ્વભાવ
પૂછું, પ્રભો, ધર્મવિવેકમૂઢ,
દોરો મને નિશ્ચિત શ્રેય માર્ગે,
હું શિષ્ય, બોધો, શરણે તમારે. ७

સમૃદ્ધિશાલી રિપુઓ વિનાનુ
હું સ્વર્ગ-પૃથ્વી પર રાજ્ય પામુ,
તોયે ન પેખું જે હરે વધેલો
આ શોક મારો તન શોષનારો ८

સંજય બોલ્યા

શ્રી કૃષ્ણને કહી આવુ ભાવ સ્પષ્ટ પુન કર્યો,
'હું લડું નહિ, ગોવિન્દ" કહી પાર્થ મૂગો રહ્યો. ९

પછી બે સૈન્યના મધ્યે શોક-વ્યાકુલ પાર્થને,
મલકન્તા મુખે આવા કહ્યા વેણ જનાર્દને १०

શ્રી ભગવાન બોલ્યા

અશોચ્યનો કરે શોક, જ્ઞાની શાં કથનો કથે,
મૂઆ કે જીવતા માટે જ્ઞાનીઓ શોક ના કરે. ११

હું, તું કે ભૂપ આ સર્વે પૂર્વે ક્યારે હતા નહિ,
ન હઇશુ ભવિષ્યેયે એવુ પણ કદી નથી. १२

દેહિનોઽસ્મિન્યથા દેહે કૌમારં યૌવનં જરા,
તથા દેહાન્તરપ્રાપ્તિર્ધીરસ્તત્ર ન મુહ્યતિ. ૧૩

માત્રાસ્પર્શાસ્તુ કૌન્તેય શીતોષ્ણસુખદુઃખદાઃ,
આગમાપાયિનોઽનિત્યાસ્તાંસ્તિતિક્ષસ્વ ભારત. ૧૪

યં હિ ન વ્યથયન્ત્યેતે પુરુષં પુરુષર્ષભ,
સમદુઃખસુખં ધીરં સોઽમૃતત્વાય કલ્પતે. ૧૫

નાસતો વિદ્યતે ભાવો નાભાવો વિદ્યતે સતઃ,
ઉભયોરપિ દૃષ્ટોઽન્તસ્ત્વનયોસ્તત્ત્વદર્શિભિઃ. ૧૬

અવિનાશિ તુ તદ્વિદ્ધિ યેન સર્વમિદં તતમ્,
વિનાશમવ્યયસ્યાસ્ય ન કશ્ચિત્કર્તુમર્હતિ. ૧૭

અન્તવન્ત ઇમે દેહા નિત્યસ્યોક્તાઃ શરીરિણઃ
અનાશિનોઽપ્રમેયસ્ય તસ્માદ્યુધ્યસ્વ ભારત. ૧૮

ય એનં વેત્તિ હન્તારં યશ્ચૈનં મન્યતે હતમ્,
ઉભૌ તૌ ન વિજાનીતો નાયં હન્તિ ન હન્યતે. ૧૯

ન જાયતે મ્રિયતે વા કદાચિન્
નાયં ભૂત્વા ભવિતા વા ન ભૂયઃ,
અજો નિત્ય શાશ્વતોઽયં પુરાણો
ન હન્યતે હન્યમાને શરીરે. ૨૦

વેદાવિનાશિનં નિત્યં ય એનમજમવ્યયમ્,
કથં સ પુરુષઃ પાર્થ કં ઘાતયતિ હન્તિ કમ્. ૨૧

આ દેહે જેમ દેહીને બાલ-યૌવન ને જરા,
તેમ બીજો મળે દેહ તેમાં ધીર ગૂંઝાય ના. ૧૩

સંયોગ વિષયોના તો શીતોષ્ણ સુખ-દુઃખ દે,
અનિત્ય જાય ને આવે સહી લે, પાર્થ, તેમને. ૧૪

જે ધીર પુરુષને આ વિષયો ના જરા દમે,
સુખ-દુઃખે રહે સ્થિર મુક્તિને પાત્ર થાય તે. ૧૫

અસત્યનું ન અસ્તિત્વ સત્યનો છે વિનાશ ના,
જોવાયાં તત્ત્વદર્શીથી આ રીતે તત્ત્વ બેયના. ૧૬

અનાશી જાણ તેને તુ, જેનાથી જગ વ્યાપ્ત આ,
વિનાશ અવિનાશીનો કરવા કો સમર્થ ના. ૧૭

અવિનાશી પ્રમાતીત[3] કહ્યાં નિત્ય શરીરીનાં–
અન્તવાળાં શરીરો આ તેથી યુદ્ધાર્થ સજ્જ થા. ૧૮

જે એને મારવાવાળો કે મરાતોય માનતા;
જાણે ના તત્ત્વ તે બંને, મારે ના એ, મરાય ના. ૧૯

ન જન્મતો કે મરતો કદાપિ
નો'તો ન એ, કે ન હશે ન પાછો,
અજન્મ, એ નિત્ય, સદા, પુરાણો,
શરીરનાશે નહિ નાશ એનો. ૨૦

જે એને અક્ષરાજન્મા,[4] નિત્ય, અવ્યય[5] જાણતો,
તે નર કેમ ને કોને મારતો કે મરાવતો ! ૨૧

---

૩ તર્કસંગત પ્રમાણોથી પર, કલ્પનાથી માપી ન શકાય તેવો, ૪ અક્ષર-અજન્મા, ૫ ન ઘટનારો.

વાસાંસિ જીર્ણાનિ યથા વિહાય
નવાનિ ગૃહ્ણાતિ નરોઽપરાણિ
તથા શરીરાણિ વિહાય જીર્ણા-
ન્યન્યાનિ સંયાતિ નવાનિ દેહી. ૨૨

નૈનં છિન્દન્તિ શસ્ત્રાણિ નૈનં દહતિ પાવક,
ન ચૈનં ક્લેદયન્ત્યાપો ન શોષયતિ મારુત ૨૩

અચ્છેદ્યોઽયમદાહ્યોઽયમક્લેદ્યોઽશોષ્ય એવ ચ,
નિત્ય સર્વગત સ્થાણુરચલોઽય સનાતન ૨૪

અવ્યક્તોઽયમચિન્ત્યોઽયમવિકાર્યોઽયમુચ્યતે,
તસ્માદેવં વિદિત્વૈનં નાનુશોચિતુમર્હસિ ૨૫

અથ ચૈનં નિત્યજાત નિત્યં વા મન્યસે મૃતમ્,
તથાપિ ત્વં મહાબાહો નૈવં શોચિતુમર્હસિ ૨૬

જાતસ્ય હિ ધ્રુવો મૃત્યુર્ધ્રુવં જન્મ મૃતસ્ય ચ,
તસ્માદપરિહાર્યેઽર્થે ન ત્વં શોચિતુમર્હસિ ૨૭

અવ્યક્તાદીનિ ભૂતાનિ વ્યક્તમધ્યાનિ ભારત,
અવ્યક્તનિધનાન્યેવ તત્ર કા પરિદેવના ૨૮

આશ્ચર્યવત્પશ્યતિ કશ્ચિદેન-
માશ્ચર્યવદ્વદતિ તથૈવ ચાન્ય,
આશ્ચર્યવચ્ચૈનમન્ય શૃણોતિ
શ્રુત્વાપ્યેનં વેદ ન ચૈવ કશ્ચિત્ ૨૯

વસ્ત્રો પુરાણાં પરિત્યાગી જેમ
નવીન બીજાં નર ધારે–તેમ
દેહી પુરાણાં ત્યજીને શરીરો
નવીન બીજાં શરીરો ધરે છે. ૨૨

શસ્ત્રો છેદી શકે ના કે અગ્નિ એને દહી શકે,
ભીંજાવી ના શકે પાણી, મારુત શોષી ના શકે. ૨૩

છેદાતો કે બળાતો ના, ભીંજાય કે સુકાય ના,
સર્વવ્યાપક એ નિત્ય, સ્થિર, નિશ્ચલ, શાશ્વત. ૨૪

અવ્યક્ત[6] અવિકારી એ ને અચિન્ત્ય[7] કથાય છે,
સમાધાન કરી એવું શોક ના કરવો ઘટે. ૨૫

માને તું યદિ આત્માને જન્મતો–મરતો સદા,
તોયે તારે, મહાબાહો, શોક ના કરવો ઘટે. ૨૬

જન્મ્યાનું નિશ્ચિત મૃત્યુ, મૂઆનો જન્મ નિશ્ચિત,
નિરુપાય વિષે તેથી શોક ના કરવો ઘટે. ૨૭

અદેહી આદિમાં ભૂતો મધ્યમાં દેહ ધારતા,
દેહ ત્યાગે અદેહી તો શોક ના કરવો ઘટે. ૨૮

એને જુએ વિસ્મય–શો સુદ્રષ્ટા,
કહે વળી વિસ્મય–શો સુવક્તા,
તથા સુણે વિસ્મય–શો સુશ્રોતા
સુણ્યા છતાં કોઈ થતો ન જ્ઞાતા. ૨૯

---

૬ અપ્રકટ, ૭ ચિંતવી ન શકાય એવો

દેહી નિત્યમવધ્યોઽયં દેહે સર્વસ્ય ભારત,
તસ્માત્સર્વાણિ ભૂતાનિ ન ત્વં શોચિતુમર્હસિ. ૩૦

સ્વધર્મમપિ ચાવેક્ષ્ય ન વિકમ્પિતુમર્હસિ,
ધર્મ્યાદ્ધિ યુદ્ધાચ્છ્રેયોઽન્યત્ક્ષત્રિયસ્ય ન વિદ્યતે. ૩૧

યદૃચ્છયા ચોપપન્નં સ્વર્ગદ્વારમપાવૃતમ્,
સુખિનઃ ક્ષત્રિયાઃ પાર્થ લભન્તે યુદ્ધમીદૃશમ્. ૩૨

અથ ચેત્ત્વમિમં ધર્મ્યં સંગ્રામં ન કરિષ્યસિ,
તતઃ સ્વધર્મં કીર્તિં ચ હિત્વા પાપમવાપ્સ્યસિ. ૩૩

અકીર્તિં ચાપિ ભૂતાનિ કથયિષ્યન્તિ તેઽવ્યયામ્,
સંભાવિતસ્ય ચાકીર્તિર્મરણાદતિરિચ્યતે. ૩૪

ભયાદ્રણાદુપરતં મંસ્યન્તે ત્વાં મહારથાઃ
યેષાં ચ ત્વં બહુમતો ભૂત્વા યાસ્યસિ લાઘવમ્. ૩૫

અવાચ્યવાદાંશ્ચ બહૂન્વદિષ્યન્તિ તવાહિતાઃ,
નિન્દન્તસ્તવ સામર્થ્યં તતો દુઃખતરં નુ કિમ્. ૩૬

હતો વા પ્રાપ્સ્યસિ સ્વર્ગં જિત્વા વા ભોક્ષ્યસે મહીમ્,
તસ્માદુત્તિષ્ઠ કૌન્તેય યુદ્ધાય કૃતનિશ્ચયઃ. ૩૭

સુખદુઃખે સમે કૃત્વા લાભાલાભૌ જયાજયૌ,
તતો યુદ્ધાય યુજ્યસ્વ નૈવં પાપમવાપ્સ્યસિ. ૩૮

એષા તેઽભિહિતા સાંખ્યે બુદ્ધિર્યોગે ત્વિમાં શૃણુ,
બુદ્ધ્યા યુક્તો યયા પાર્થ કર્મબન્ધં પ્રહાસ્યસિ. ૩૯

આ આત્મા સર્વ દેહોમાં નિત્ય અને અવધ્ય[૮] છે,
તેથી સંપૂર્ણ ભૂતોનો શોક ના કરવો ઘટે. ૩૦

વળી સ્વધર્મ જોતાંયે શોભે ના ભીરુતા તને,
ના ધર્મયુદ્ધથી બીજું શ્રેય ક્ષત્રિયને ખરે. ૩૧

અનાયાસે મળ્યું આવી ઉઘાડું સ્વર્ગ–દ્વાર શું,
ક્ષત્રિયો ભાગ્યવન્તા જે તે લભે યુદ્ધ આ સમું. ૩૨

જો ધર્મયુક્ત આ યુદ્ધ, ભારત, તું નહિ કરે,
તો સ્વધર્મ અને કીર્તિ ગુમાવી પાતકી બને. ૩૩

દીર્ઘકાલ સુધી લોકો ગાશે તારી અકીર્તિને,
મૃત્યુથીયે ઘણી હીન અકીર્તિ માનનીયને. ૩૪

અતિ સન્માન પામેલો ધારીશ લઘુતા હવે,
તો ડરી યુદ્ધથી નાઠો શૂરાઓ એમ માનશે. ૩૫

તારા સામર્થ્યને નિન્દી શત્રુઓ તુજ બોલશે,
અયોગ્ય વચનો તેથી વધુ દુઃખ કયું હશે? ૩૬

હણાયે પામશે સ્વર્ગ, જીત્યે ભોગવશે મહી;
તેથી તું ઊઠ, કૌન્તેય, નિશ્ચય યુદ્ધનો કરી. ૩૭

લાભહાનિ, સુખો–દુઃખો, હાર–જીત સમાં ગણી,
સજ્જ થા યુદ્ધને અર્થે પાતક લાગશે નહિ. ૩૮

કહી આ સાંખ્યની બુદ્ધિ, કર્મયોગ હવે સૂણ,
લાભી તે બુદ્ધિ તું, પાર્થ, તોડીશ કર્મબંધન. ૩૯

---

૮ હણી ન શકાય એવો.

નેહાભિક્રમનાશોઽસ્તિ પ્રત્યવાયો ન વિદ્યતે,
સ્વલ્પમપ્યસ્ય ધર્મસ્ય ત્રાયતે મહતો ભયાત્. ૪૦

વ્યવસાયાત્મિકા બુદ્ધિરેકેહ કુરુનન્દન,
બહુશાખા હ્યનન્તાશ્ચ બુદ્ધયોઽવ્યવસાયિનામ્. ૪૧

'યામિમાં પુષ્પિતાં વાચં પ્રવદન્ત્યવિપશ્ચિતઃ,
વેદવાદરતાઃ પાર્થ નાન્યદસ્તીતિ વાદિનઃ. ૪૨

કામાત્માનઃ સ્વર્ગપરા જન્મકર્મફલપ્રદામ્,
ક્રિયાવિશેષબહુલાં ભોગૈશ્વર્યગતિં પ્રતિ. ૪૩

ભોગૈશ્વર્યપ્રસક્તાનાં તયાપહૃતચેતસામ્,
વ્યવસાયાત્મિકા બુદ્ધિઃ સમાધૌ ન વિધીયતે. ૪૪

ત્રૈગુણ્યવિષયા વેદા નિસ્ત્રૈગુણ્યો ભવાર્જુન,
નિર્દ્વન્દ્વો નિત્યસત્ત્વસ્થો નિર્યોગક્ષેમ આત્મવાન્. ૪૫

યાવાનર્થ ઉદપાને સર્વતઃ સંપ્લુતોદકે,
તાવાન્સર્વેષુ વેદેષુ બ્રાહ્મણસ્ય વિજાનતઃ ૪૬

કર્મણ્યેવાધિકારસ્તે મા ફલેષુ કદાચન,
મા કર્મફલહેતુર્ભૂર્મા તે સંગોઽસ્ત્વકર્મણિ. ૪૭

યોગસ્થઃ કુરુ કર્માણિ સંગં ત્યક્ત્વા ધનંજય,
સિદ્ધ્યસિદ્ધ્યોઃ સમો ભૂત્વા સમત્વં યોગ ઉચ્યતે. ૪૮

બીજનાશ નથી યોગે, અસ્તિત્વ દોષનુંય ના,
સાધન ધર્મનું સ્વલ્પ ઉગારે ભયથી વડા. ૪૦

નિશ્ચયાત્મક આ બુદ્ધિ, કુરુનંદન, એક છે,
સકામીઓ તણી બુદ્ધિ ભેદોવાળી અનન્ત છે. ૪૧

વેદાર્થવાદમાં મગ્ન[9] સ્વર્ગસંગી[10] સકામીઓ[11]
'અન્ય કાંઇ નથી' એવું કહેનારા મતિહીનો ૪૨

ભોગ-ઐશ્વર્યને અર્થે અતિક્રિયાપ્રધાન જે,
જન્મ-કર્મફલો દેતી ભૂષિત વાણીને વદે. ૪૩

ભોગ-ઐશ્વર્ય આસક્ત વાણીમુગ્ધ નરો તણા,
ઉરે કદી નથી હોતી નિશ્ચયાત્મક બુદ્ધિ આ. ૪૪

ત્રિગુણાત્મક વેદાર્થો નિષ્કામી, આત્મનિષ્ઠ થા,
સદા સત્ત્વસ્થ,[12] નિર્દ્વન્દ્વ,[13] નિશ્ચિન્ત યોગ-ક્ષેમમાં. ૪૫

જલનિધિ[14] થતાં પ્રાપ્ત કૂપમાં અર્થ જેટલો,
તેટલો અર્થ વેદોમાં સંન્યાસી બ્રહ્મનિષ્ઠને. ૪૬

છે તારી કર્મમાં સત્તા કિન્તુ ફલે કદી નહિ,
હો ના કર્મફલે આશા, હો ના અકર્મમાં રુચિ. ૪૭

ઠર યોગે કરી કર્મો ત્યાગી સંગ, ધનંજય,
હર્ષશોકે કરી તુલ્ય, સમતા એ જ યોગ છે. ૪૮

---

૯ કેવલ ફલ મુક્તિમાં પ્રેમ રાખનારા ૧૦ સ્વર્ગને જ પરમ શ્રેષ્ઠ માનનારા, ૧૧ ફલની ઇચ્છાવાળા, ૧૨ નિત્ય વસ્તુમાં સ્થિત, ૧૩ સુખદુઃખ વગેરે જોડાં વગરનો, ૧૪ સાગર

દૂરેણ હ્યવરં કર્મ બુદ્ધિયોગાદ્ધનંજય,
બુદ્ધૌ શરણમન્વિચ્છ કૃપણા ફલહેતવઃ ૪૯

બુદ્ધિયુક્તો જહાતીહ ઉભે સુકૃતદુષ્કૃતે,
તસ્માદ્યોગાય યુજ્યસ્વ યોગઃ કર્મસુ કૌશલમ્. ૫૦

કર્મજં બુદ્ધિયુક્તા હિ ફલં ત્યક્ત્વા મનીષિણઃ,
જન્મબન્ધવિનિર્મુક્તાઃ પદં ગચ્છન્ત્યનામયમ્ ૫૧

યદા તે મોહકલિલં બુદ્ધિર્વ્યતિતરિષ્યતિ,
તદા ગન્તાસિ નિર્વેદં શ્રોતવ્યસ્ય શ્રુતસ્ય ચ ૫૨

શ્રુતિવિપ્રતિપન્ના તે યદા સ્થાસ્યતિ નિશ્ચલા,
સમાધાવચલા બુદ્ધિસ્તદા યોગમવાપ્સ્યસિ ૫૩

અર્જુન ઉવાચ
સ્થિતપ્રજ્ઞસ્ય કા ભાષા સમાધિસ્થસ્ય કેશવ,
સ્થિતધીઃ કિં પ્રભાષેત કિમાસીત વ્રજેત કિમ્. ૫૪

શ્રીભગવાનુવાચ
પ્રજહાતિ યદા કામાન્સર્વાન્પાર્થ મનોગતાન્,
આત્મન્યેવાત્મના તુષ્ટઃ સ્થિતપ્રજ્ઞસ્તદોચ્યતે ૫૫

દુઃખેષ્વનુદ્વિગ્નમનાઃ સુખેષુ વિગતસ્પૃહઃ,
વીતરાગભયક્રોધઃ સ્થિતધીર્મુનિરુચ્યતે. ૫૬

યઃ સર્વત્રાનભિસ્નેહસ્તત્તત્પ્રાપ્ય શુભાશુભમ્,
નાભિનન્દતિ ન દ્વેષ્ટિ તસ્ય પ્રજ્ઞા પ્રતિષ્ઠિતા ૫૭

સકામ કર્મ અત્યન્ત નિકૃષ્ટ[15] બુદ્ધિયોગથી,
બુદ્ધિને શરણે થા તું, દીન છે ફલલોભી તો 49

બુદ્ધિયુક્ત અહીં ત્યાગે પાપ ને પુણ્ય બેયને,
તેથી પ્રવૃત્ત થા યોગે કર્મકૌશલ્ય યોગ છે 50

બુદ્ધિયોગી મુનિઓ તો કર્મજન્મ્યા ફલો ત્યજી,
ભોગવે નિત્ય શાંતિને જન્મબંધનથી છૂટી 51

મોહના પંકને જ્યારે બુદ્ધિ તારી તરી જશે,
સૂણ્યું ને સૂણવાયોગ્ય ત્યારે નીરસ ભાસશે 52

થયેલી શ્રુતિથી મુગ્ધ બુદ્ધિ તારી થશે સ્થિર,
નિશ્ચલ આત્મમાં જ્યારે ત્યારે તું યોગ પામીશ 53

### અર્જુન બોલ્યા

સ્થિરબુદ્ધિ સમાધિસ્થ કેવી ચેષ્ટા કરે, પ્રભો?
સ્થિતપ્રજ્ઞ[16] વદે, વર્તે ને રહે કેમ તે કહો 54

### શ્રી ભગવાન બોલ્યા

મનની કામના સર્વે ત્યાગીને આત્મમાં રહે
આત્મા વડે જ સંતુષ્ટ, જાણવો સ્થિતપ્રજ્ઞ તે 55

મનમાં શોક ના દુઃખે, સુખોનીયે સ્પૃહા શમી,
ગયા રાગ-ભય-ક્રોધ, તે સ્થિરબુદ્ધિનો મુનિ 56

ન કરે હર્ષ કે દ્વેષ જે પામીને પ્રિયાપ્રિય,
હોય બધે અનાસક્ત તેની પ્રજ્ઞા[17] થઈ સ્થિર 57

---

૧૫ અધમ. ૧૬ જેની બુદ્ધિ સ્થિર છે એવો ૧૭ બુદ્ધિ

યદા સંહરતે ચાયં કૂર્મોઽઙ્ગાનીવ સર્વશઃ,
ઇન્દ્રિયાણીન્દ્રિયાર્થેભ્યસ્તસ્ય પ્રજ્ઞા પ્રતિષ્ઠિતા. ૫૮

વિષયા વિનિવર્તન્તે નિરાહારસ્ય દેહિનઃ,
રસવર્જં રસોઽપ્યસ્ય પરં દૃષ્ટ્વા નિવર્તતે. ૫૯

યતતો હ્યપિ કૌન્તેય પુરુષસ્ય વિપશ્ચિતઃ,
ઇન્દ્રિયાણિ પ્રમાથીનિ હરન્તિ પ્રસભં મનઃ. ૬૦

તાનિ સર્વાણિ સંયમ્ય યુક્ત આસીત મત્પરઃ,
વશે હિ યસ્યેન્દ્રિયાણિ તસ્ય પ્રજ્ઞા પ્રતિષ્ઠિતા ૬૧

ધ્યાયતો વિષયાન્પુંસઃ સઙ્ગસ્તેષૂપજાયતે,
સઙ્ગાત્સંજાયતે કામઃ કામાત્ક્રોધોઽભિજાયતે. ૬૨

ક્રોધાદ્ભવતિ સંમોહઃ સંમોહાત્સ્મૃતિવિભ્રમઃ,
સ્મૃતિભ્રંશાદ્બુદ્ધિનાશો બુદ્ધિનાશાત્પ્રણશ્યતિ. ૬૩

રાગદ્વેષવિયુક્તૈસ્તુ વિષયાનિન્દ્રિયૈશ્ચરન્,
આત્મવશ્યૈર્વિધેયાત્મા પ્રસાદમધિગચ્છતિ. ૬૪

પ્રસાદે સર્વદુઃખાનાં હાનિરસ્યોપજાયતે,
પ્રસન્નચેતસો હ્યાશુ બુદ્ધિઃ પર્યવતિષ્ઠતે. ૬૫

નાસ્તિ બુદ્ધિરયુક્તસ્ય ન ચાયુક્તસ્ય ભાવના,
ન ચાભાવયતઃ શાન્તિરશાન્તસ્ય કુતઃ સુખમ્. ૬૬

ઇન્દ્રિયાણાં હિ ચરતાં યન્મનોઽનુવિધીયતે,
તદસ્ય હરતિ પ્રજ્ઞાં વાયુર્નાવમિવામ્ભસિ. ૬૭

કાચબો જેમ અંગોને તેમ જે પૂર્ણ ઇન્દ્રિયો–
સંકેલે વિષયોમાંથી તેની પ્રજ્ઞા થઈ સ્થિર ૫૮

વિષયો ના ગ્રહે તેના વિષયો તો શમે છતાં,
શમે ના રાગ, જ્ઞાનીનો તો શમે બ્રહ્મદર્શને. ૫૯

યત્નશીલ રહે તોયે બલાત્કાર વિવેકીના–
મનને ઇન્દ્રિયો મસ્ત વિષયોમાં લઈ જતી ૬૦

તે સર્વને વશી રે'વું યુક્ત ને મત્પરાયણ,
સ્વાધીન ઇન્દ્રિયો જેની તેની પ્રજ્ઞા થઈ સ્થિર ૬૧

વિષયધ્યાનથી તેમાં ધ્યાનીને રાગ ઊપજે,
રાગથી નીપજે કામ, કામથી ક્રોધ સંભવે[૧૮] ૬૨

ક્રોધથી મૂઢતા જન્મે, મૂઢતાથી સ્મૃતિ ચળે,
વિસ્મૃતિ હણતી જ્ઞાન, અજ્ઞાને શ્રેય ના લભે ૬૩

રાગ ને દ્વેષથી શૂન્ય સ્વાધીન ઇન્દ્રિયો વડે
વિષયો માણતો યોગી ચિત્ત નિર્મળતા વરે ૬૪

નિર્મળતા વડે એનાં દુઃખો સૌ પામતાં ક્ષય,
પ્રસન્નચિત્તની પ્રજ્ઞા થાય સત્વર સુસ્થિર ૬૫

અયોગીને નથી જ્ઞાન જ્ઞાનાભાવે[૧૯] ન ભાવના,
ભાવનાભાવે[૨૦] નથી શાન્તિ, સુખ ક્યાં શાન્તિના વિના? ૬૬

રમતી ઇન્દ્રિયોમાંથી જેના સંગે રમે મન,
તે હરે બુદ્ધિને, જેમ નીરમાં નાવ મારુત[૨૧] ૬૭

---

૧૮ થાય ૧૯ જ્ઞાનના અભાવથી ૨૦ ભાવના અભાવથી ૨૧ વાયુ

તસ્માદ્યસ્ય મહાબાહો નિગૃહીતાનિ સર્વશઃ,
ઇન્દ્રિયાણીન્દ્રિયાર્થેભ્યસ્તસ્ય પ્રજ્ઞા પ્રતિષ્ઠિતા. ૬૮

યા નિશા સર્વભૂતાનાં તસ્યાં જાગર્તિ સંયમી,
યસ્યાં જાગ્રતિ ભૂતાનિ સા નિશા પશ્યતો મુનેઃ. ૬૯

આપૂર્યમાણમચલપ્રતિષ્ઠં
સમુદ્રમાપઃ પ્રવિશન્તિ યદ્વત્,
તદ્વત્કામા યં પ્રવિશન્તિ સર્વે
સ શાન્તિમાપ્નોતિ ન કામકામી. ૭૦

વિહાય કામાન્યઃ સર્વાન્પુમાંશ્ચરતિ નિઃસ્પૃહઃ,
નિર્મમો નિરહંકારઃ સ શાન્તિમધિગચ્છતિ. ૭૧

એષા બ્રાહ્મી સ્થિતિઃ પાર્થ નૈનાં પ્રાપ્ય વિમુહ્યતિ,
સ્થિત્વાસ્યામન્તકાલેઽપિ બ્રહ્મનિર્વાણમૃચ્છતિ. ૭૨

અધ્યાય બીજો સંપૂર્ણ

તેથી જેની, મહાબાહો,[૨૨] કરેલી સર્વથા વશ
ઇન્દ્રિયો વિષયોમાંથી તેની પ્રજ્ઞા થઈ સ્થિર ૬૮

અજ્ઞાને સુપ્ત ભોગીઓ, જ્ઞાને જાગ્રત સંયમી,
સંસારે જાગતા ભોગી તેમાં સુષુપ્ત સંયમી ૬૯

સદા ભળે છે જલના પ્રવાહો,
છતાં ન અબ્ધિ[૨૩] ચલતો કદાપિ,
સૌ કામના તેમ સમાય જેમાં,
તે શાન્તિ પામે નહિ કામકામી[૨૪] ૭૦

સંપૂર્ણ કામના ત્યાગી અહંતા-મમતા વિના,
જે નિઃસ્પૃહી રહી વર્તે તે પામે સત્ત્વ સ્થિરતા[૨૫] ૭૧

આ છે બ્રહ્મદશા, પાર્થ, એ પામી મોહ ના રહે,
એ નિષ્ઠે અન્તકાળેયે બ્રહ્મનિર્વાણ મેળવે ૭૨

અધ્યાય બીજો સંપૂર્ણ

---

૨૨ મોટી ભુજવાળો, ૨૩ સાગર, ૨૪ કામનાઓની ઇચ્છા કરવાવાળો, ૨૫ શાંતિ

# અમૃતાઞ્જલિ

## ત્રીજો અધ્યાય

## કર્મયોગ

અર્જુન ઉવાચ

જ્યાયસી ચેત્કર્મણસ્તે મતા બુદ્ધિર્જનાર્દન,<br>
તત્કિં કર્મણિ ઘોરે મા નિયોજયસિ કેશવ ૧

વ્યામિશ્રેણેવ વાક્યેન બુદ્ધિ મોહયસીવ મે,<br>
તદેક વદ નિશ્ચિત્ય યેન શ્રેયોઽહમાપ્નુયામ્ ૨

શ્રીભગવાનુવાચ

લોકેઽસ્મિન્દ્વિવિધા નિષ્ઠા પુરા પ્રોક્તા મયાનઘ,<br>
જ્ઞાનયોગેન સાખ્યાનાં કર્મયોગેન યોગિનામ્ ૩

ન કર્મણામનારમ્ભાન્નૈષ્કર્મ્યં પુરુષોઽશ્નુતે,<br>
ન ચ સન્યસનાદેવ સિદ્ધિ સમધિગચ્છતિ ૪

ન હિ કશ્ચિત્ક્ષણમપિ જાતુ તિષ્ઠત્યકર્મકૃત્,<br>
કાર્યતે હ્યવશ કર્મ સર્વ પ્રકૃતિજર્ગુણૈ ૫

કર્મેન્દ્રિયાણિ સયમ્ય ય આસ્તે મનસા સ્મરન્,<br>
ઇન્દ્રિયાર્થાન્ વિમૂઢાત્મા મિથ્યાચાર સ ઉચ્યતે ૬

# અમૃતાઞ્જલિ

## ત્રીજો અધ્યાય

## કર્મયોગ

અર્જુન બોલ્યા

જ્ઞાન જ કર્મથી શ્રેષ્ઠ, પ્રભો, જો માન્ય આપને,
તો પછી ઘોર-આચારે પ્રેરો, કેશવ, શે મને? ૧

મિશ્ર-શાં વાકયથી મારી કરો છો બુદ્ધિ મૂઢ-શી,
નિર્ણિત વાત તે બોધો પામું હુ શ્રેય જે થકી. ૨

શ્રી ભગવાન બોલ્યા

અહીં બે જાતની નિષ્ઠા[1] પૂર્વે, નિષ્પાપ, મેં કહી,
જ્ઞાનીની જ્ઞાનયોગે ને યોગીની કર્મયોગથી. ૩

કરે ના કર્મ કો તેથી નિષ્કર્મી[2] ના થઈ શકે,
ને માત્ર કર્મના ત્યાગે સિદ્ધિયે ના વરી શકે ૪

કર્મ કર્યા વિના કોઇ ના ક્ષણમાત્રયે રહે,
પ્રકૃતિના ગુણે પ્રાણી અવશે[3] કર્મ આચરે. ૫

હઠે કર્મેન્દ્રિયો રૂધી, મનથી સ્મરતો રહે-
વિષયોને મહામૂઢ-મિથ્યાચારી કહાય તે. ૬

---

૧ બુદ્ધિની નિશ્ચયાત્મક સ્થિતિ, ૨ કર્મ વડે લિપ્ત ન થનારે, ૩ પરાણે

યસ્ત્વિન્દ્રિયાણિ મનસા નિયમ્યારભતેઽર્જુન,
કર્મેન્દ્રિયૈઃ કર્મયોગમસક્તઃ સ વિશિષ્યતે. ૭

નિયતં કુરુ કર્મ ત્વં કર્મ જ્યાયો હ્યકર્મણઃ,
શરીરયાત્રાપિ ચ તે ન પ્રસિદ્ધ્યેદકર્મણઃ. ૮

યજ્ઞાર્થાત્કર્મણોઽન્યત્ર લોકોઽયં કર્મબન્ધનઃ,
તદર્થં કર્મ કૌન્તેય મુક્તસંગઃ સમાચર. ૯

સહયજ્ઞાઃ પ્રજાઃ સૃષ્ટ્વા પુરોવાચ પ્રજાપતિઃ,
અનેન પ્રસવિષ્યધ્વમેષ વોઽસ્ત્વિષ્ટકામધુક્. ૧૦

દેવાન્ભાવયતાનેન તે દેવા ભાવયન્તુ વઃ,
પરસ્પરં ભાવયન્તઃ શ્રેયઃ પરમવાપ્સ્યથ. ૧૧

ઇષ્ટાન્ભોગાન્હિ વો દેવા દાસ્યન્તે યજ્ઞભાવિતાઃ,
તૈર્દત્તાનપ્રદાયૈભ્યો યો ભુઙ્ક્તે સ્તેન એવ સઃ. ૧૨

યજ્ઞશિષ્ટાશિનઃ સન્તો મુચ્યન્તે સર્વકિલ્બિષૈઃ,
ભુંજતે તે ત્વઘં પાપા યે પચન્ત્યાત્મકારણાત્. ૧૩

અન્નાદ્ભવન્તિ ભૂતાનિ પર્જન્યાદન્નસંભવઃ
યજ્ઞાદ્ભવતિ પર્જન્યો યજ્ઞઃ કર્મસમુદ્ભવઃ ૧૪

કર્મ બ્રહ્મોદ્ભવં વિદ્ધિ બ્રહ્માક્ષરસમુદ્ભવમ્,
તસ્માત્સર્વગતં બ્રહ્મ નિત્યં યજ્ઞે પ્રતિષ્ઠિતમ્. ૧૫

ઇન્દ્રિયો મનથી જીતી કર્મેન્દ્રિયે સદાચરે—
કર્મયોગ-અનાસક્ત રહીને, પાર્થ, શ્રેષ્ઠ તે. ૭

સ્વધર્માચર[૪] નિમેલો, કર્મ શ્રેષ્ઠ અકર્મથી,
ન તારી દેહયાત્રાયે સિદ્ધ થાય અકર્મથી. ૮

યજ્ઞાર્થ કર્મથી ભિન્ન કર્મે બંધાય માનવી,
યજ્ઞાર્થે કર્મ, કૌન્તેય, આચર સંગથી છૂટી. ૯

યજ્ઞો સહ પ્રજા સર્જી, બ્રહ્મા આશિષતા વદ્યા:
'આથી પામો તમે વૃદ્ધિ, આ પૂરો ઈષ્ટ કામના'. ૧૦

યજ્ઞોથી પોષજો દેવો, પોષો તે તમને પ્રતિ,
પામશો પરમશ્રેય પરસ્પર પોષતા રહી. ૧૧

આપશે ઇષ્ટભોગો તે યજ્ઞસંતુષ્ટ, તેમને,
ન અર્પી તેમનું અર્પ્યું માણે જે ભોગ ચોર તે. ૧૨

યજ્ઞશેષ જમનારા સન્તો સૌ પાપથી છૂટે,
રાંધે જે પોષવા કાયા તે પાપી પાપને જમે. ૧૩

અન્નથી ઊપજે જીવો, વૃષ્ટિથી અન્ન નીપજે,
યજ્ઞથી થાય છે વૃષ્ટિ, કર્મથી યજ્ઞ ઉદ્ભવે. ૧૪

કર્મ વેદ વડે જાણ, વેદ અક્ષરથી થયો,
સર્વવ્યાપી સદા તેથી અક્ષર યજ્ઞમાં રહ્યો. ૧૫

૪ પોતાના ધર્મનો આચાર.

એવં પ્રવર્તિતં ચક્રં નાનુવર્તયતીહ યઃ,
અઘાયુરિન્દ્રિયારામો મોઘં પાર્થ સ જીવતિ. ૧૬

યસ્ત્વાત્મરતિરેવ સ્યાદાત્મતૃપ્તશ્ચ માનવઃ,
આત્મન્યેવ ચ સંતુષ્ટસ્તસ્ય કાર્યં ન વિદ્યતે. ૧૭

નૈવ તસ્ય કૃતેનાર્થો નાકૃતેનેહ કશ્ચન,
ન ચાસ્ય સર્વભૂતેષુ કશ્ચિદર્થવ્યપાશ્રયઃ. ૧૮

તસ્માદસક્તઃ સતતં કાર્યં કર્મ સમાચર,
અસક્તો હ્યાચરન્કર્મ પરમાપ્નોતિ પૂરુષઃ. ૧૯

કર્મણૈવ હિ સંસિદ્ધિમાસ્થિતા જનકાદયઃ,
લોકસંગ્રહમેવાપિ સંપશ્યન્કર્તુમર્હસિ. ૨૦

યદ્યદાચરતિ શ્રેષ્ઠસ્તત્તદેવેતરો જનઃ,
સ યત્પ્રમાણં કુરુતે લોકસ્તદનુવર્તતે. ૨૧

ન મે પાર્થાસ્તિ કર્તવ્યં ત્રિષુ લોકેષુ કિંચન,
નાનવાપ્તમવાપ્તવ્યં વર્ત એવ ચ કર્મણિ. ૨૨

યદિ હ્યહં ન વર્તેયં જાતુ કર્મણ્યતન્દ્રિતઃ,
મમ વર્ત્માનુવર્તન્તે મનુષ્યાઃ પાર્થ સર્વશઃ ૨૩

ઉત્સીદેયુરિમે લોકા ન કુર્યાં કર્મ ચેદહમ્,
સંકરસ્ય ચ કર્તા સ્યામુપહન્યામિમાઃ પ્રજાઃ. ૨૪

ચાલતા ચક્રને, પાર્થ, અનુગામી[૫] બને ન જે,
પાતકી ઇન્દ્રિયારામ[૬] વ્યર્થ જીવન તે જીવે. ૧૬

પણ આત્માનુરાગી[૭] જે આત્મામાં તૃપ્ત માનવી,
આત્મસંતુષ્ટ હો તેને શેષ કર્તવ્ય કો નથી. ૧૭

કરે કે ના કરે તેને સંસારે અર્થ ના રહ્યો,
ના રહ્યો સર્વભૂતોમાં એને સંબંધ સ્વાર્થનો. ૧૮

તેથી રહી અનાસક્ત કાર્ય કર્મ સદા કર,
અસક્ત કરતો કર્મ મેળવે મોક્ષ માનવ. ૧૯

કર્મ દ્વારા જ સંસિદ્ધિ મેળવી જનકાદિએ,[૮]
જનકલ્યાણ જોતાંયે તને તે કરવાં ઘટે. ૨૦

સજ્જન આચરે જે જે તે તે જ અન્ય આચરે,
તે જે સિદ્ધ કરે તેને લોકો પણ સમાદરે. ૨૧

નથી કર્તવ્ય કાંઇયે મારે, પાર્થ, ત્રિલોકમાં,
ન કાંઇ પામવું શેષ તોયે વર્તું જ કર્મમાં. ૨૨

જો કદાપિ ન વર્તું હું થઇ સાવધ કર્મમાં,
તોયે તેવું જ લોકોયે લાગશે, પાર્થ, વર્તવા. ૨૩

થાય આ લોક ગૌં ભ્રષ્ટ જો કરું કર્મ હું ન તો.
થાઉં સંકરનો કર્તા ને હન્તા આ પ્રજા તણો. ૨૪

---

૫ અનુસરણ કરનાર, ૬ ઇન્દ્રિયોના સુખને ભોગવનારો, ૭ આત્મામાં જ પ્રીતિવાળો. ૮ જનક વગેરેએ

સક્તાઃ કર્મણ્યવિદ્વાંસો યથા કુર્વન્તિ ભારત,
કુર્યાદ્વિદ્વાંસ્તથાસક્તશ્ચિકીર્ષુર્લોકસંગ્રહમ્. ૨૫

ન બુદ્ધિભેદં જનયેદજ્ઞાનાં કર્મસંગિનામ્,
જોષયેત્સર્વકર્માણિ વિદ્વાન્યુક્તઃ સમાચરન્. ૨૬

પ્રકૃતેઃ ક્રિયમાણાનિ ગુણૈઃ કર્માણિ સર્વશઃ,
અહંકારવિમૂઢાત્મા કર્તાહમિતિ મન્યતે. ૨૭

તત્ત્વવિત્તુ મહાબાહો ગુણકર્મવિભાગયોઃ,
ગુણા ગુણેષુ વર્તન્ત ઇતિ મત્વા ન સજ્જતે. ૨૮

પ્રકૃતેર્ગુણસંમૂઢાઃ સજ્જન્તે ગુણકર્મસુ,
તાનકૃત્સ્નવિદો મન્દાન્કૃત્સ્નવિન્ન વિચાલયેત્. ૨૯

મયિ સર્વાણિ કર્માણિ સંન્યસ્યાધ્યાત્મચેતસા,
નિરાશીર્નિર્મમો ભૂત્વા યુધ્યસ્વ વિગતજ્વરઃ. ૩૦

યે મે મતમિદં નિત્યમનુતિષ્ઠન્તિ માનવાઃ,
શ્રદ્ધાવન્તોઽનસૂયન્તો મુચ્યન્તે તેઽપિ કર્મભિઃ ૩૧

યે ત્વેતદભ્યસૂયન્તો નાનુતિષ્ઠન્તિ મે મતમ્,
સર્વજ્ઞાનવિમૂઢાંસ્તાન્વિદ્ધિ નષ્ટાનચેતસઃ. ૩૨

સદૃશં ચેષ્ટતે સ્વસ્યાઃ પ્રકૃતેર્જ્ઞાનવાનપિ,
પ્રકૃતિં યાન્તિ ભૂતાનિ નિગ્રહઃ કિં કરિષ્યતિ. ૩૩

ઇન્દ્રિયસ્યેન્દ્રિયસ્યાર્થે રાગદ્વેષૌ વ્યવસ્થિતૌ,
તયોર્ન વશમાગચ્છેત્તૌ હ્યસ્ય પરિપન્થિનૌ. ૩૪

કર્માસક્ત[૯] કરે કર્મ અજ્ઞાની જેમ, તેમજ
કરે જ્ઞાની અનાસક્ત ઇચ્છતો લોકનું હિત. ૨૫
અજ્ઞાની કર્મસંગીની[૧૦] અશ્રદ્ધા ના પ્રકાશવી,
સૌ કર્મો યુક્ત જ્ઞાનીએ પ્રેરવાં યોગ્ય આચરી. ૨૬
પ્રકૃતિના ગુણો દ્વારા સર્વ કર્મો કરાય છે,
અહંકારે બની મુગ્ધ 'હું કર્તા' એમ માનતો. ૨૭
ગુણકર્મવિભાગોના તત્ત્વને જાણનાર તો,
'ગુણો વર્તે ગુણે' એવું માની આસક્ત ના થતો. ૨૮
પ્રકૃતિના ગુણે મૂઢ આસક્ત ગુણકર્મમાં,
મંદ, અલ્પજ્ઞ[૧૧] તેઓને સર્વજ્ઞે[૧૨] ન ચળાવવા. ૨૯
મારામાં સર્વ કર્મોને અર્પી અધ્યાત્મબુદ્ધિથી,
કામના-મમતાશૂન્ય લડ સંતાપને ત્યજી. ૩૦
અસૂયાશૂન્ય,[૧૩] શ્રદ્ધાળુ જે કોઇ નર આચરે–
સદા આદર્શને મારા તે કર્મમુક્ત થાય છે. ૩૧
પરન્તુ જે અસૂયાળા મારો આદર્શ ના ગ્રહે,
શ્રેયભ્રષ્ટ થયા જાણ બ્રહ્મજ્ઞાનવિમૂઢ તે. ૩૨
અનુસરે જ પોતાની પ્રકૃતિ સમ જ્ઞાનીયે,
સ્વભાવવશ ભૂતો સૌ, નિગ્રહ શું કરી શકે ? ૩૩
પ્રત્યેક ઇન્દ્રિયાર્થોમાં[૧૪] વસેલા રાગદ્વેષ જે,
શ્રેયમાર્ગે કરે વિઘ્ન, થવું ના વશ તેમને. ૩૪

૯ કર્મમાં આસક્ત થયેલો, ૧૦ કર્મમાં પ્રીતિવાળાની, ૧૧ થોડું જાણનાર, મૂર્ખ, ૧૨ સઘળું જાણનાર, જ્ઞાની, ૧૩ દોષબુદ્ધિથી રહિત, ૧૪ ઇન્દ્રિયોના વિષયો.

શ્રેયાન્સ્વધર્મો વિગુણ: પરધર્માત્સ્વનુષ્ઠિતાત્,
સ્વધર્મે નિધનં શ્રેયઃ પરધર્મો ભયાવહઃ. ૩૫

અર્જુન ઉવાચ

અથ કેન પ્રયુક્તોઽયં પાપં ચરતિ પૂરુષ,
અનિચ્છન્નપિ વાર્ષ્ણેય બલાદિવ નિયોજિતઃ. ૩૬

શ્રીભગવાનુવાચ

કામ એષ ક્રોધ એષ રજોગુણસમુદ્ભવઃ,
મહાશનો મહાપાપ્મા વિદ્ધ્યેનમિહ વૈરિણમ્. ૩૭
ધૂમેનાવ્રિયતે વહ્નિર્યથાદર્શો મલેન ચ,
યથોલ્બેનાવૃતો ગર્ભસ્તથા તેનેદમાવૃતમ્. ૩૮
આવૃતં જ્ઞાનમેતેન જ્ઞાનિનો નિત્યવૈરિણા,
કામરૂપેણ કૌન્તેય દુષ્પૂરેણાનલેન ચ. ૩૯
ઇન્દ્રિયાણિ મનો બુદ્ધિરસ્યાધિષ્ઠાનમુચ્યતે,
એતૈર્વિમોહયત્યેષ જ્ઞાનમાવૃત્ય દેહિનમ્. ૪૦
તસ્માત્ત્વમિન્દ્રિયાણ્યાદૌ નિયમ્ય ભરતર્ષભ,
પાપ્માનં પ્રજહિ હ્યેનં જ્ઞાનવિજ્ઞાનનાશનમ્. ૪૧
ઇન્દ્રિયાણિ પરાણ્યાહુરિન્દ્રિયેભ્યઃ પરં મનઃ
મનસસ્તુ પરા બુદ્ધિર્યો બુદ્ધેઃ પરતસ્તુ સઃ. ૪૨
એવં બુદ્ધેઃ પરં બુદ્ધ્વા સંસ્તભ્યાત્માનમાત્મના,
જહિ શત્રું મહાબાહો કામરૂપં દુરાસદમ્. ૪૩

અધ્યાય ત્રીજો સંપૂર્ણ

ઊણો સ્વધર્મમાં શ્રેય સુસેવ્યા પરધર્મથી,
સ્વધર્મે મૃત્યુયે શ્રેષ્ઠ, પરધર્મ ભયંકર ૩૫

અર્જુન બોલ્યા

ત્યારે મનુષ્ય કોનાથી પ્રેરાઈ પાપ આચરે,
ન ઇચ્છતાય તે, જાણે યોજ્યો ન હોય કો બળે! ૩૬

ઉદ્ભવેલો રજોગુણે આ કામ એ જ ક્રોધ છે,
મહાભક્ષી,[15] મહાપાપી, એને જાણ રિપુ જગે ૩૭
ધુમાડે અગ્નિ ઢંકાય, મેલથી જેમ દર્પણ,
ઓરથી ગર્ભ ઢંકાય, કામથી જ્ઞાન તેમ જ ૩૮
એ કામરૂપ, કૌન્તેય, સદા અતૃપ્ત-અગ્નિથી
ઢંકાયું જ્ઞાન જીવોનું જ્ઞાનીના નિત્ય શત્રુથી ૩૯
ઇન્દ્રિયો મન ને બુદ્ધિ એનાં સ્થાનક થાય છે,
કરે છે મુગ્ધ એનાથી આવરી જ્ઞાન દેહીને ૪૦
તેથી તું ઇન્દ્રિયો પે'લાં રાખી સ્વાધીન, અર્જુન,
જ્ઞાનવિજ્ઞાનના ઘાતી એ પાપી કામને હણ ૪૧
કહી છે ઇન્દ્રિયો શ્રેષ્ઠ, શ્રેષ્ઠ ઇન્દ્રિયથી મન,
મનથી શ્રેષ્ઠ છે બુદ્ધિ, આત્મા બુદ્ધિથી ઉત્તમ ૪૨
એમ બુદ્ધિ પરે જાણી બુદ્ધિથી નિગ્રહી મન,
દુર્જય કામરૂપી એ શત્રુને, પાર્થ, તું હણ ૪૩

અધ્યાય ત્રીજો સંપૂર્ણ

---

૧૫ મોટો ખાઉધરો, અતૃપ્ત

# અમૃતાઞ્જલિ

## ચોથો અધ્યાય

## જ્ઞાનકર્મસંન્યાસયોગ

શ્રીભગવાનુવાચ

ઇમં વિવસ્વતે યોગં પ્રોક્તવાનહમવ્યયમ્,
વિવસ્વાન્મનવે પ્રાહ મનુરિક્ષ્વાકવેઽબ્રવીત્. ૧

એવં પરમ્પરાપ્રાપ્તમિમં રાજર્ષયો વિદુ,
સ કાલેનેહ મહતા યોગો નષ્ટઃ પરંતપ ૨

સ એવાયં મયા તેઽદ્ય યોગઃ પ્રોક્તઃ પુરાતનઃ
ભક્તોઽસિ મે સખા ચેતિ રહસ્યં હ્યેતદુત્તમમ્. ૩

અર્જુન ઉવાચ

અપરં ભવતો જન્મ પરં જન્મ વિવસ્વતઃ,
કથમેતદ્વિજાનીયાં ત્વમાદૌ પ્રોક્તવાનિતિ ૪

શ્રીભગવાનુવાચ

બહૂનિ મે વ્યતીતાનિ જન્માનિ તવ ચાર્જુન,
તાન્યહં વેદ સર્વાણિ ન ત્વં વેત્થ પરંતપ ૫

અજોઽપિ સન્નવ્યયાત્મા ભૂતાનામીશ્વરોઽપિ સન્,
પ્રકૃતિં સ્વામધિષ્ઠાય સંભવામ્યાત્મમાયયા ૬

## ચોથો અધ્યાય

## જ્ઞાનકર્મસંન્યાસયોગ

### શ્રી ભગવાન બોલ્યા

સૂર્યને અવિનાશી આ યોગ મેં આદિમાં કહ્યો,
સૂર્યે તે મનુને બોધ્યો, તેણે ઇક્ષ્વાકુને કહ્યો. ૧

એમ પરંપરા દ્વારા રાજર્ષિ જાણતા હતા,
દીર્ઘકાલે થયો નષ્ટ યોગ તે, પાર્થ, લોકમાં. ૨

તે પુરાતન આ યોગ શ્રેષ્ઠ મર્મ વડે ભર્યો,
તું મારો ભક્ત ને મિત્ર તેથી આજ તને કહ્યો. ૩

### અર્જુન બોલ્યા

આપ તો હમણાં જન્મ્યા, સૂર્યનો જન્મ પૂર્વમાં,
શી રીતે સમજું કે એ બોધ્યો આપે જ આદિમાં ! ૪

### શ્રી ભગવાન બોલ્યા

વીત્યા મારા તથા તારા ઘણાયે જન્મ, અર્જુન,
તું જાણતો નથી તેને, હું જાણું સૌ, પરંતપ. ૫

અવિનાશી અજન્મા ને ભૂતોનો ઈશ તોપણ,
જન્મું છું યોગમાયાથી સ્વપ્રકૃતિ કરી વશ. ૬

યદા યદા હિ ધર્મસ્ય ગ્લાનિર્ભવતિ ભારત,
અભ્યુત્થાનમધર્મસ્ય તદાત્માનં સૃજામ્યહમ્. ૭

પરિત્રાણાય સાધૂનાં વિનાશાય ચ દુષ્કૃતામ્,
ધર્મસંસ્થાપનાર્થાય સંભવામિ યુગે યુગે. ૮

જન્મ કર્મ ચ મે દિવ્યમેવં યો વેત્તિ તત્ત્વતઃ
ત્યક્ત્વા દેહં પુનર્જન્મ નૈતિ મામેતિ સોઽર્જુન. ૯

વીતરાગભયક્રોધા મન્મયા મામુપાશ્રિતાઃ,
બહવો જ્ઞાનતપસા પૂતા મદ્ભાવમાગતાઃ ૧૦

યે યથા માં પ્રપદ્યન્તે તાંસ્તથૈવ ભજામ્યહમ્,
મમ વર્ત્માનુવર્તન્તે મનુષ્યાઃ પાર્થ સર્વશઃ ૧૧

કાંક્ષન્તઃ કર્મણાં સિદ્ધિં યજન્ત ઇહ દેવતાઃ,
ક્ષિપ્રં હિ માનુષે લોકે સિદ્ધિર્ભવતિ કર્મજા. ૧૨

ચાતુર્વર્ણ્યં મયા સૃષ્ટં ગુણકર્મવિભાગશઃ,
તસ્ય કર્તારમપિ માં વિદ્ધ્યકર્તારમવ્યયમ્. ૧૩

ન માં કર્માણિ લિમ્પન્તિ ન મે કર્મફલે સ્પૃહા,
ઇતિ માં યોઽભિજાનાતિ કર્મભિર્ન સ બધ્યતે. ૧૪

એવં જ્ઞાત્વા કૃતં કર્મ પૂર્વૈરપિ મુમુક્ષુભિઃ,
કુરુ કર્મૈવ તસ્માત્ત્વં પૂર્વૈઃ પૂર્વતરં કૃતમ્. ૧૫

ધર્મહ્રાસે તથા જ્યારે અતિ અધર્મ વિસ્તરે,
ત્યારે, ભારત, સંસારે સર્જું હું નિજ રૂપને ૭

સન્તો સંરક્ષવા અર્થે, દુષ્ટસંહારકારણે,
ધર્મ સંસ્થાપના માટે પ્રકટું હું યુગે યુગે. ૮

જાણે જે તત્ત્વથી મારાં જન્મ-કર્મ અલૌકિક,
તે દેહાન્તે મને પામે, ફરી જન્મે ન, અર્જુન ૯

શૂન્ય રાગ–ભય–ક્રોધે, મારા આશ્રિત, હું–મય,
જ્ઞાનશુદ્ધ ઘણા સન્તો થયા મારા રૂપે સ્થિત. ૧૦

જે ભાવે જે મને સેવે, તેને તેમ ફળું સદા,
પ્રવર્તે ભાવુકો[૧] મારા માર્ગમાં, પાર્થ, સર્વથા[૨] ૧૧

કર્મના ફળને વાંછી[૩] ફળેચ્છુ[૪] દેવ સેવતા,
સત્વર કર્મની સિદ્ધિ થાય છે જનલોકમાં. ૧૨

ગુણ ને કર્મના ભેદે સર્જ્યા મેં ચાર વર્ણને,
તેનો કર્તા છતાં જાણ અકર્તા, અવ્યય મને ૧૩

તૃષ્ણા નથી ફળે તેથી કર્મો ના લેપતાં મને,
એમ જે તત્ત્વથી જાણે બંધાતો કર્મથી ન તે ૧૪

આવું જાણી કર્યું કર્મ પૂર્વનાયે મુમુક્ષુએ,
આચર કર્મ તેથી તું આચર્યું જેમ પૂર્વજે ૧૫

---

૧ ભિન્નરુચિના, નાના મનવાળા ૨ સર્વ પ્રકારે, ૩ ઇચ્છી, ૪ ફળની ઇચ્છાવાળા

દૈવમેવાપરે યજ્ઞ યોગિન પર્યુપાસતે,
બ્રહ્માગ્નાવપરે યજ્ઞ યજ્ઞેનૈવોપજુહ્વતિ ૨૫

શ્રોત્રાદીનીન્દ્રિયાણ્યન્યે સંયમાગ્નિષુ જુહ્વતિ,
શબ્દાદીન્વિષયાનન્ય ઇન્દ્રિયાગ્નિષુ જુહ્વતિ ૨૬

સર્વાણીન્દ્રિયકર્માણિ પ્રાણકર્માણિ ચાપરે,
આત્મસંયમયોગાગ્નૌ જુહ્વતિ જ્ઞાનદીપિતે ૨૭

દ્રવ્યયજ્ઞાસ્તપોયજ્ઞા યોગયજ્ઞાસ્તથાપરે,
સ્વાધ્યાયજ્ઞાનયજ્ઞાશ્ચ યતય સંશિતવ્રતા ૨૮

અપાને જુહ્વતિ પ્રાણ પ્રાણેઽપાન તથાપરે,
પ્રાણાપાનગતી રુદ્ધ્વા પ્રાણાયામપરાયણા ૨૯

અપરે નિયતાહારા પ્રાણાન્પ્રાણેષુ જુહ્વતિ,
સર્વેઽપ્યેતે યજ્ઞવિદો યજ્ઞક્ષપિતકલ્મષા ૩૦

યજ્ઞશિષ્ટામૃતભુજો યાન્તિ બ્રહ્મ સનાતનમ્,
નાયં લોકોઽસ્ત્યયજ્ઞસ્ય કુતોઽન્ય કુરુસત્તમ ૩૧
એવં બહુવિધા યજ્ઞા વિતતા બ્રહ્મણો મુખે,
કર્મજાન્વિદ્ધિ તાન્સર્વાનેવં જ્ઞાત્વા વિમોક્ષ્યસે ૩૨
શ્રેયાન્દ્રવ્યમયાદ્યજ્ઞાજ્જ્ઞાનયજ્ઞ પરંતપ,
સર્વં કર્માખિલં પાર્થ જ્ઞાને પરિસમાપ્યતે ૩૩
તદ્વિદ્ધિ પ્રણિપાતેન પરિપ્રશ્નેન સેવયા,
ઉપદેક્ષ્યન્તિ તે જ્ઞાન જ્ઞાનિનસ્તત્ત્વદર્શિન ૩૪

અન્ય યોગીજનો સાધે દૈવ-યજ્ઞ-ઉપાસના,
બ્રહ્મ-અગ્નિ વિષે જ્ઞાની યજ્ઞ યજ્ઞે જ હોમતા ૨૫

શ્રોત્રાદિ ઇન્દ્રિયો અન્ય હોમે સંયમ-અગ્નિમાં,
શબ્દાદિ વિષયો કોઇ હોમતા ઇન્દ્રિયાગ્નિમાં ૨૬

હોમે પ્રાણેન્દ્રિયે જન્મ્યાં સંપૂર્ણ કર્મ અન્ય કો—
જલાવી જ્ઞાનથી અગ્નિ આત્મસંયમયોગનો ૨૭

કોઇ દ્રવ્યે, તપે, યોગે, સ્વાધ્યાયે, કોક જ્ઞાનથી,
યત્નશીલ કરે આવા યજ્ઞો ઉગ્ર વ્રતો ગ્રહી ૨૮

અપાને પ્રાણ કો હોમે, પ્રાણે હોમે અપાન કો,
પ્રાણાપાન ગતિ રૂંધી પ્રાણાયામ ઉપાસકો ૨૯

અન્ય યોગી મિતાહારી[11] પ્રાણમાં પ્રાણ હોમતા,
યજ્ઞે પાપ ટળ્યાં જેનાં એ સૌ જ્ઞાતા[12] જ યજ્ઞના ૩૦

યજ્ઞ-શેષ-અમી-ભોગી પામે બ્રહ્મ સનાતન,
આ લોકે યજ્ઞહીનોનો ન, તો ક્યાંથી પછી પર ? ૩૧

વિસ્તર્યાં વેદવાણીથી આવા ત્રિવિધ યજ્ઞ જે,
તે સૌ કર્મે થતા જાણ એ જાણી મુક્ત તું થશે ૩૨

છે દ્રવ્ય યજ્ઞથી શ્રેષ્ઠ જ્ઞાનયજ્ઞ, પરંતપ,
નિઃશેષ કર્મ સંપૂર્ણ જ્ઞાનમાં પામતાં લય ૩૩

સેવા-પ્રણામ-પ્રશ્નોથી, પાર્થ, તું જાણ જ્ઞાન તે,
મર્મને જાણવાવાળા તે જ્ઞાની જ્ઞાન બોધશે ૩૪

૧૧ પ્રમાણસર ખોરાક ખાનાર ૧૨ જાણનાર

કિં કર્મ કિમકર્મેતિ કવયોઽપ્યત્ર મોહિતા,
તત્તે કર્મ પ્રવક્ષ્યામિ યજ્જ્ઞાત્વા મોક્ષ્યસેઽશુભાત્. ૧૬

કર્મણો હ્યપિ બોદ્ધવ્યં બોદ્ધવ્યં ચ વિકર્મણ,
અકર્મણશ્ચ બોદ્ધવ્યં ગહના કર્મણો ગતિ. ૧૭

કર્મણ્યકર્મ ય પશ્યેદકર્મણિ ચ કર્મ ય,
સ બુદ્ધિમાન્મનુષ્યેષુ સ યુક્ત કૃત્સ્નકર્મકૃત્ ૧૮

યસ્ય સર્વે સમારમ્ભા કામસઙ્કલ્પવર્જિતા,
જ્ઞાનાગ્નિદગ્ધકર્માણં તમાહુ પણ્ડિત બુધા ૧૯

ત્યક્ત્વા કર્મફલાસઙ્ગં નિત્યતૃપ્તો નિરાશ્રય
કર્મણ્યભિપ્રવૃત્તોઽપિ નૈવ કિંચિત્કરોતિ સ. ૨૦

નિરાશીર્યતચિત્તાત્મા ત્યક્તસર્વપરિગ્રહ
શારીર કેવલં કર્મ કુર્વન્નાપ્નોતિ કિલ્બિષમ્. ૨૧

યદૃચ્છાલાભસંતુષ્ટો દ્વન્દ્વાતીતો વિમત્સર,
સમ સિદ્ધાવસિદ્ધૌ ચ કૃત્વાપિ ન નિબધ્યતે. ૨૨

ગતસઙ્ગસ્ય મુક્તસ્ય જ્ઞાનાવસ્થિતચેતસ,
યજ્ઞાયાચરત કર્મ સમગ્ર પ્રવિલીયતે ૨૩

બ્રહ્માર્પણં બ્રહ્મ હવિર્બ્રહ્માગ્નૌ બ્રહ્મણા હુતમ્,
બ્રહ્મૈવ તેન ગન્તવ્યં બ્રહ્મકર્મસમાધિના. ૨૪

શાસ્ત્રજ્ઞોયે[૫] થયા મુગ્ધ કે કર્મ શું ? અકર્મ શું ?
તે કર્મતત્ત્વ બોધું જે જાણી સંસારથી છૂટે. ૧૬

જાણવું કર્મનું તત્ત્વ, તેવું વિકર્મનું; વળી,
અકર્મ જાણવું શોધે ગૂઢ છે કર્મની ગતિ. ૧૭

કર્મે અકર્મ જે દેખે ને જે કર્મ અકર્મમાં,
વિવેકી તે મનુષ્યોમાં યોગી તે પૂર્ણ કર્મવાન્. ૧૮

જેના સર્વે સમારંભો[૬] કામસંકલ્પવર્જિત[૭],
જ્ઞાનાગ્નિથી[૮] બળ્યાં કર્મો તેને શાણા કહે બુધ[૯]. ૧૯

કર્તૃત્વભાવના ત્યાગી, નિત્યતૃપ્ત, નિરાશ્રયી,
કર્મમગ્ન રહે તોયે કાંઇ તે કરતો નથી. ૨૦

તનમનવિજેતા જે નિરાશી[૧૦]ને અસંગ્રહી,
કેવલ દેહથી કર્મ કરે, પાપ ન પામતો. ૨૧

તૃપ્ત અચિંતવ્યા લાભે દ્વન્દ્વ–મત્સર છે ગયાં,
હર્ષ ને શોકમાં તુલ્ય ના બંધાતો કરે છતાં. ૨૨

સંગનિવૃત્ત ને મુક્ત જ્ઞાનમાં સ્થિર ચિત્તના–
યજ્ઞાર્થ વર્તનારાનું પૂર્ણકર્મ વિનાશતું. ૨૩

હવિ બ્રહ્મ, ક્રિયા બ્રહ્મ, હોતા–અગ્નિય બ્રહ્મ છે.
કર્મે બ્રહ્મ મતે જેને તેને બ્રહ્મ જ પ્રાપ્ત છે. ૨૪

---

૫ શાસ્ત્ર જાણનારાઓ પણ, ૬ પ્રયોગો, ૭ કામના અને સંકલ્પથી રહિત, ૮ જ્ઞાનરૂપ અગ્નિથી, ૯ વિદ્વાન, ૧૦ આશા વિનાનો.

દૈવમેવાપરે યજ્ઞં યોગિનઃ પર્યુપાસતે,
બ્રહ્માગ્નાવપરે યજ્ઞં યજ્ઞેનૈવોપજુહ્વતિ. ૨૫

શ્રોત્રાદીનીન્દ્રિયાણ્યન્યે સંયમાગ્નિષુ જુહ્વતિ,
શબ્દાદીન્વિષયાનન્ય ઇન્દ્રિયાગ્નિષુ જુહ્વતિ ૨૬

સર્વાણીન્દ્રિયકર્માણિ પ્રાણકર્માણિ ચાપરે,
આત્મસંયમયોગાગ્નૌ જુહ્વતિ જ્ઞાનદીપિતે ૨૭

દ્રવ્યયજ્ઞાસ્તપોયજ્ઞા યોગયજ્ઞાસ્તથાપરે,
સ્વાધ્યાયજ્ઞાનયજ્ઞાશ્ચ યતયઃ સંશિતવ્રતાઃ ૨૮

અપાને જુહ્વતિ પ્રાણં પ્રાણેઽપાનં તથાપરે,
પ્રાણાપાનગતી રુદ્ધ્વા પ્રાણાયામપરાયણાઃ ૨૯

અપરે નિયતાહારાઃ પ્રાણાન્પ્રાણેષુ જુહ્વતિ,
સર્વેઽપ્યેતે યજ્ઞવિદો યજ્ઞક્ષપિતકલ્મષાઃ ૩૦

યજ્ઞશિષ્ટામૃતભુજો યાન્તિ બ્રહ્મ સનાતનમ્,
નાયં લોકોઽસ્ત્યયજ્ઞસ્ય કુતોઽન્યઃ કુરુસત્તમ ૩૧

એવં બહુવિધા યજ્ઞા વિતતા બ્રહ્મણો મુખે,
કર્મજાન્વિદ્ધિ તાન્સર્વાનેવં જ્ઞાત્વા વિમોક્ષ્યસે ૩૨

શ્રેયાન્દ્રવ્યમયાદ્યજ્ઞાજ્જ્ઞાનયજ્ઞઃ પરંતપ,
સર્વં કર્માખિલં પાર્થ જ્ઞાને પરિસમાપ્યતે ૩૩

તદ્વિદ્ધિ પ્રણિપાતેન પરિપ્રશ્નેન સેવયા,
ઉપદેક્ષ્યન્તિ તે જ્ઞાનં જ્ઞાનિનસ્તત્ત્વદર્શિનઃ ૩૪

અન્ય યોગીજનો સાધે દેવ–યજ્ઞ–ઉપાસના,
બ્રહ્મ–અગ્નિ વિષે જ્ઞાની યજ્ઞ યજ્ઞે જ હોમતા ૨૫

શ્રોત્રાદિ ઇન્દ્રિયો અન્ય હોમે સંયમ–અગ્નિમાં,
શબ્દાદિ વિષયો કોઇ હોમતા ઇન્દ્રિયાગ્નિમા. ૨૬

હોમે પ્રાણેન્દ્રિયે જન્મ્યાં સંપૂર્ણ કર્મ અન્ય કો–
જલાવી જ્ઞાનથી અગ્નિ આત્મસંયમયોગનો. ૨૭

કોઇ દ્રવ્યે, તપે, યોગે, સ્વાધ્યાયે, કોક જ્ઞાનથી,
યત્નશીલ કરે આવા યજ્ઞો ઉગ્ર વ્રતો ગ્રહી ૨૮

અપાને પ્રાણ કો હોમે, પ્રાણે હોમે અપાન કો,
પ્રાણાપાન ગતિ રૂંધી પ્રાણાયામ ઉપાસકો ૨૯

અન્ય યોગી મિતાહારી[11] પ્રાણમા પ્રાણ હોમતા,
યજ્ઞે પાપ ટળ્યાં જેના એ સૌ જ્ઞાતા[12] જ યજ્ઞના ૩૦

યજ્ઞ–શેષ–અમી–ભોગી પામે બ્રહ્મ સનાતન,
આ લોકે યજ્ઞહીનોનો ન, તો ક્યાથી પછી પર? ૩૧

વિસ્તર્યા વેદવાણીથી આવા વિવિધ યજ્ઞ જે,
તે સૌ કર્મે થતા જાણ એ જાણી મુક્ત તું થશે ૩૨

છે દ્રવ્ય યજ્ઞથી શ્રેષ્ઠ જ્ઞાનયજ્ઞ, પરંતપ,
નિઃશેષ કર્મ સંપૂર્ણ જ્ઞાનમા પામતા લય ૩૩

સેવા–પ્રણામ–પ્રશ્નોથી, પાર્થ, તુ જાણ જ્ઞાન તે,
મર્મને જાણવાવાળા તે જ્ઞાની જ્ઞાન બોધશે ૩૪

---

૧૧ પ્રમાણસર એ રાક ખાનાર ૧૨ જાણનાર

યજ્જ્ઞાત્વા ન પુનર્મોહમેવં યાસ્યસિ પાણ્ડવ,
યેન ભૂતાન્યશેષેણ દ્રક્ષ્યસ્યાત્મન્યથો મયિ. ૩૫

અપિ ચેદસિ પાપેભ્યઃ સર્વેભ્યઃ પાપકૃત્તમઃ,
સર્વં જ્ઞાનપ્લવેનૈવ વૃજિનં સંતરિષ્યસિ. ૩૬

યથૈધાંસિ સમિદ્ધોઽગ્નિર્ભસ્મસાત્કુરુતેઽર્જુન,
જ્ઞાનાગ્નિઃ સર્વકર્માણિ ભસ્મસાત્કુરુતે તથા. ૩૭

ન હિ જ્ઞાનેન સદૃશં પવિત્રમિહ વિદ્યતે,
તત્સ્વયં યોગસંસિદ્ધઃ કાલેનાત્મનિ વિન્દતિ. ૩૮

શ્રદ્ધાવાઁલ્લભતે જ્ઞાનં તત્પરઃ સંયતેન્દ્રિયઃ,
જ્ઞાનં લબ્ધ્વા પરાં શાન્તિમચિરેણાધિગચ્છતિ. ૩૯

અજ્ઞશ્ચાશ્રદ્દધાનશ્ચ સંશયાત્મા વિનશ્યતિ,
નાયં લોકોઽસ્તિ ન પરો ન સુખં સંશયાત્મનઃ ૪૦

યોગસંન્યસ્તકર્માણં જ્ઞાનસંછિન્નસંશયમ્,
આત્મવન્તં ન કર્માણિ નિબધ્નન્તિ ધનંજય. ૪૧

તસ્માદજ્ઞાનસંભૂતં હૃત્સ્થં જ્ઞાનાસિનાત્મનઃ,
છિત્ત્વૈનં સંશયં યોગમાતિષ્ઠોત્તિષ્ઠ ભારત. ૪૨

ચોથો અધ્યાય સંપૂર્ણ

જે જાણી ન ફરી આવે મોહ, પાંડવ, પામશે,
જેથી દેખીશ આત્મામાં–મારામાં ભૂતમાત્રને. ૩૫

અને છે પાતકીથીયે તું મહાપાતકી કદી,
સંપૂર્ણ પાપને તોયે તરીશ જ્ઞાનનાવથી. ૩૬

ભસ્મમય કરે જેમ પ્રદીપ્ત અગ્નિ કાષ્ઠને,
ભસ્મમય કરે તેમ જ્ઞાનાગ્નિ સર્વ કર્મને. ૩૭

સંસારે જ્ઞાનના તુલ્ય પવિત્ર નથી કાંઈયે,
અનુભવે સ્વયં આત્મે કાલાન્તે યોગસિદ્ધ તે. ૩૮

મેળવે જ્ઞાન શ્રદ્ધાળુ જે જિતેન્દ્રિય, તત્પર,
મેળવી જ્ઞાન, પામે તે શાશ્વત શાન્તિ સત્વર ૩૯

અજ્ઞાની, ભાવનાહીન, સંશયી શ્રયથી ચ્યવે,
આ લોકે, પરલોકે ના, સુખે ના સંશયી લહે ૪૦

સમર્પ્યાં યોગથી કર્મો છેદ્યા જ્ઞાનથી સંશય,
ન એવા બ્રહ્મજ્ઞાનીને બાધે કર્મો, ધનંજય ! ૪૧

તેથી એ ઉરનો તારો અજ્ઞાનજન્ય સંશય–
છેદી જ્ઞાનાસિથી,[13] પાર્થ, ઊઠ, તું યોગ આચર. ૪૨

ચોથો અધ્યાય સંપૂર્ણ

---

૧૩ જ્ઞાનરૂપી તલવારથી

## અમૃતાઞ્જલિ

### પાચમો અધ્યાય

### કર્મસંન્યાસયોગ

અર્જુન ઉવાચ

સંન્યાસં કર્મણાં કૃષ્ણ પુનર્યોગં ચ શંસસિ,
યચ્છ્રેય એતયોરેકં તન્મે બ્રૂહિ સુનિશ્ચિતમ્ ૧

શ્રીભગવાનુવાચ

સંન્યાસઃ કર્મયોગશ્ચ નિઃશ્રેયસકરાવુભૌ,
તયોસ્તુ કર્મસંન્યાસાત્કર્મયોગો વિશિષ્યતે ૨

જ્ઞેયઃ સ નિત્યસંન્યાસી યો ન દ્વેષ્ટિ ન કાઙ્ક્ષતિ,
નિર્દ્વન્દ્વો હિ મહાબાહો સુખં બન્ધાત્પ્રમુચ્યતે ૩

સાંખ્યયોગૌ પૃથગ્બાલાઃ પ્રવદન્તિ ન પણ્ડિતાઃ
એકમપ્યાસ્થિતઃ સમ્યગુભયોર્વિન્દતે ફલમ્ ૪

યત્સાંખ્યૈઃ પ્રાપ્યતે સ્થાનં તદ્યોગૈરપિ ગમ્યતે,
એકં સાંખ્યં ચ યોગં ચ યઃ પશ્યતિ સ પશ્યતિ ૫

સંન્યાસસ્તુ મહાબાહો દુઃખમાપ્તુમયોગતઃ,
યોગયુક્તો મુનિર્બ્રહ્મ નચિરેણાધિગચ્છતિ ૬

## પાંચમો અધ્યાય

## કર્મસંન્યાસયોગ

### અર્જુન બોલ્યા

કર્મત્યાગ પછી, કૃષ્ણ, પ્રશંસો[1] કર્મયોગને;
એ બેમા એક જે શ્રેષ્ઠ હોય તે જ કહો મને. ૧

### શ્રી ભગવાન બોલ્યા

કર્મસંન્યાસ ને યોગ બંનેયે મોક્ષ અર્પતા,
કર્મસંન્યાસથી શ્રેષ્ઠ કર્મનો યોગ, તે છતા. ૨

જાણવો નિત્ય-સંન્યાસી આશા-દ્વેષ કરે ન જે,
દ્વન્દ્વમુક્ત, મહાબાહો, છૂટે બંધનથી સુખે. ૩

સાંખ્ય ને યોગને ભિન્ન શિશુ[2] કે' પંડિતો નહિ,
મેળવે ફલ, બેમાથી સુદૃઢ એકમા રહી ૪

જે સ્થાન પામતા સાંખ્યો,[3] યોગીયે તે જ પામતા,
સાંખ્ય ને યોગ જે એક દેખે તે યોગ્ય દેખતા. ૫

યોગ વિના, મહાબાહો, કર્તૃત્વત્યાગ[4] શક્ય ના,
યોગયુક્ત મુનિ શીઘ્ર થતો તન્મય બ્રહ્મમા. ૬

---

૧ વખાણો છો ૨ બાળક, મૂર્ખ ૩ જ્ઞાનીઓ ૪ કર્તાપણાનો ત્યાગ

યોગયુક્તો વિશુદ્ધાત્મા વિજિતાત્મા જિતેન્દ્રિયઃ,
સર્વભૂતાત્મભૂતાત્મા કુર્વન્નપિ ન લિપ્યતે. ૭

નૈવ કિંચિત્કરોમીતિ યુક્તો મન્યેત તત્ત્વવિત્,
પશ્યન્શૃણ્વન્સ્પૃશઞ્જિઘ્રન્નશ્નન્ગચ્છન્સ્વપન્શ્વસન્. ૮

પ્રલપન્ વિસૃજન્ ગૃહ્ણન્નુન્મિષન્નિમિષન્નપિ,
ઇન્દ્રિયાણીન્દ્રિયાર્થેષુ વર્તન્ત ઇતિ ધારયન્. ૯

બ્રહ્મણ્યાધાય કર્માણિ સંગં ત્યક્ત્વા કરોતિ યઃ,
લિપ્યતે ન સ પાપેન પદ્મપત્રમિવામ્ભસા. ૧૦

કાયેન મનસા બુદ્ધ્યા કેવલૈરિન્દ્રિયૈરપિ,
યોગિનઃ કર્મ કુર્વન્તિ સંગં ત્યક્ત્વાત્મશુદ્ધયે. ૧૧

યુક્તઃ કર્મફલં ત્યક્ત્વા શાન્તિમાપ્નોતિ નૈષ્ઠિકીમ્,
અયુક્તઃ કામકારેણ ફલે સક્તો નિબધ્યતે. ૧૨

સર્વકર્માણિ મનસા સંન્યસ્યાસ્તે સુખં વશી,
નવદ્વારે પુરે દેહી નૈવ કુર્વન્ન કારયન્. ૧૩

ન કર્તૃત્વં ન કર્માણિ લોકસ્ય સૃજતિ પ્રભુઃ,
ન કર્મફલસંયોગં સ્વભાવસ્તુ પ્રવર્તતે. ૧૪

નાદત્તે કસ્યચિત્પાપં ન ચૈવ સુકૃતં વિભુઃ,
અજ્ઞાનેનાવૃતં જ્ઞાનં તેન મુહ્યન્તિ જન્તવઃ. ૧૫

યોગયુક્ત, વિશુદ્ધાત્મા,[૫] જીતેલો મન-ઇન્દ્રિયો,
સમ્યગ્દર્શી[૬] ન લેપાતો કર્મ આચરતો છતા ૭

સૂણે, સ્પર્શે, જુએ, સૂંઘે, જમે કે શ્વાસ લે, વદે,
ચાલે, ઊંઘે, ગ્રહે, ત્યાગે, આંખ ખોલે તથા મીંચે- ૮

'કરતો હુ નથી કાઇ' માને તત્ત્વજ્ઞ[૭] યોગી તો,
ઇન્દ્રિયો નિજ અર્થોમા વર્તે છે એમ માનતો ૯

ત્યાગી આસક્તિ ને કર્મો બ્રહ્મ-અર્પણ જે કરે,
તે લેપાતો નથી પાપે જલમા પદ્મ-પત્ર શો. ૧૦

કાયા ને મન-બુદ્ધિથી કે માત્ર ઇન્દ્રિયો વડે
આત્મશુદ્ધ્યર્થ[૮] યોગીઓ નિઃસંગ[૯] કર્મને કરે. ૧૧

યોગી કર્મફલો ત્યાગી શ્રદ્ધાની શાન્તિ મેળવે,
સકામી ફલનો રાગી બધાયે કામના વડે ૧૨

સૌ કર્મો મનથી ત્યાગી સંયમી સુખથી રહે,
નવદ્વારેપુરે[૧૦] દેહી, ના કરે ના કરાવતો ૧૩

ભૂતોના કર્મ, કર્તૃત્વ, કર્મનો ફલયોગ વા,
સર્જતો ના પ્રભુ, કિન્તુ પ્રકૃતિ જ પ્રવર્તતી. ૧૪

પ્રભુ તો પાપ કે પુણ્ય કોઇના ના કદી ગ્રહે
ઢંકાયુ જ્ઞાન અજ્ઞાને તેથી સૌ મોહમા પડે ૧૫

---

૫ શુદ્ધચિત્ત થયેલો. ૬ સર્વ પ્રાણીઓના આત્મારૂપ પરમાત્મામા એક ભાન પામેલો ૭ તત્ત્વને જાણનારો ૮ આત્માની શુદ્ધિ માટે ૯ અનાસક્ત ૧૦ મોઢું, બે આંખ, બે કાન, બે નસકોરા, બે મળદ્વારરૂપી નવ દરવાજાવાળા નગરમા (શરીરમા)

જ્ઞાનેન તુ તદજ્ઞાનં યેષાં નાશિતમાત્મનઃ,
તેષામાદિત્યવજ્જ્ઞાનં પ્રકાશયતિ તત્પરમ્ . ૧૬

તદ્બુદ્ધયસ્તદાત્માનસ્તન્નિષ્ઠાસ્તત્પરાયણાઃ,
ગચ્છન્ત્યપુનરાવૃત્તિં જ્ઞાનનિર્ધૂતકલ્મષાઃ. ૧૭

વિદ્યાવિનયસંપન્ને બ્રાહ્મણે ગવિ હસ્તિનિ,
શુનિ ચૈવ શ્વપાકે ચ પણ્ડિતાઃ સમદર્શિનઃ. ૧૮

ઇહૈવ તૈર્જિતઃ સર્ગો યેષાં સામ્યે સ્થિતં મનઃ,
નિર્દોષં હિ સમં બ્રહ્મ તસ્માદ્બ્રહ્મણિ તે સ્થિતાઃ. ૧૯

ન પ્રહૃષ્યેત્પ્રિયં પ્રાપ્ય નોદ્વિજેત્પ્રાપ્ય ચાપ્રિયમ્,
સ્થિરબુદ્ધિરસંમૂઢો બ્રહ્મવિદ્બ્રહ્મણિ સ્થિતઃ ૨૦

બાહ્યસ્પર્શેષ્વસક્તાત્મા વિન્દત્યાત્મનિ યત્સુખમ્,
સ બ્રહ્મયોગયુક્તાત્મા સુખમક્ષયમશ્નુતે. ૨૧

યે હિ સંસ્પર્શજા ભોગા દુઃખયોનય એવ તે,
આદ્યન્તવન્તઃ કૌન્તેય ન તેષુ રમતે બુધઃ. ૨૨

શક્નોતીહૈવ યઃ સોઢું પ્રાક્શરીરવિમોક્ષણાત્,
કામક્રોધોદ્ભવં વેગં સ યુક્તઃ સ સુખી નરઃ ૨૩

યોઽન્તઃસુખોઽન્તરારામસ્તથાન્તર્જ્યોતિરેવ યઃ,
સ યોગી બ્રહ્મનિર્વાણં બ્રહ્મભૂતોઽધિગચ્છતિ. ૨૪

તે અજ્ઞાન થયુ નષ્ટ જેમનુ તત્ત્વજ્ઞાનથી;
તેમનુ સૂર્ય-શુ જ્ઞાન પ્રકાશે પરમાત્મને ૧૬

તદ્રૂપ બુદ્ધ ને ચિત્ત, બ્રહ્મમા નિષ્ઠ, તન્મય,
જ્ઞાને નિષ્પાપ[૧૧] છે એવા થાય છે બ્રહ્મમા લય. ૧૭

વિદ્યા–વિનયથી યુક્ત બ્રાહ્મણ, ગજ, ગૌ વિષે
તથા ચાડાલમા, શ્વાને[૧૨] જ્ઞાનીઓ સમદષ્ટિ છે. ૧૮

તે સસાર અહીં જીત્યા જે સમત્વે[૧૩] થયા સ્થિર,
બ્રહ્મ છે સમ નિર્દોષ તેથી તે બ્રહ્મમા સ્થિત ૧૯

ના હર્ષે પ્રિયને પામી અપ્રિયે શોક ના કરે,
નિર્મોહી,[૧૪] સ્થિર બુદ્ધિનો બ્રહ્મજ્ઞ[૧૫] બ્રહ્મમા રહ્યો ૨૦

વિષયોમા અનાસક્ત ઉર–આનદ મેળવે,
તે સમાધિ વડે યુક્ત અક્ષય સુખ ભોગવે ૨૧

વિષયેન્દ્રિયથી[૧૬] જન્મ્યા ભોગો મૂલ જ દુઃખના,
ઊપજે ને વિનાશે મો તેમા શાણા ન રાચતા ૨૨

કામ ને ક્રોધના વેગો મૃત્યુ પૂર્વે જ જે જીતે,
યોગી તે નર સસારે ને સુખી પણ તે જ છે ૨૩

આત્મપ્રકાશમા ક્રીડા કરે જે શાતિ માણતો,
પામી બ્રહ્મત્વ તે યોગી બ્રહ્મનિર્વાણ પામતો. ૨૪

---

૧૧ પાપ વિનાના ૧૨ કૂતરામા ૧૩ સમબુદ્ધિમા ૧૪ મોહ વિનાનો
૧૫ બ્રહ્મને જાણનારો ૧૬ ઇન્દ્રિય તથા વિષયોના સયોગથી

લભન્તે બ્રહ્મનિર્વાણમૃષય ક્ષીણકલ્મષા,
છિન્નદ્વૈધા યતાત્માન સર્વભૂતહિતે રતા ૨૫

કામક્રોધવિયુક્તાના યતીના યતચેતસામ્,
અભિતો બ્રહ્મનિર્વાણ વર્તતે વિદિતાત્મનામ્ ૨૬

સ્પર્શાન્કૃત્વા બહિર્બાહ્યાશ્ચક્ષુશ્ચૈવાન્તરે ભ્રુવો,
પ્રાણાપાનૌ સમૌ કૃત્વા નાસાભ્યન્તરચારિણૌ ૨૭

યતેન્દ્રિયમનોબુદ્ધિર્મુનિર્મોક્ષપરાયણ,
વિગતેચ્છાભયક્રોધો ય સદા મુક્ત એવ સ ૨૮

ભોક્તાર યજ્ઞતપસા સર્વલોકમહેશ્વરમ્,
સુહૃદ સર્વભૂતાના જ્ઞાત્વા માં શાન્તિમૃચ્છતિ ૨૯

પાચમો અધ્યાય સપૂર્ણ

સર્વના હિતમાં મગ્ન, ક્ષીણપાપ,[૧૭] અસંશયી,
સંયતેન્દ્રિય[૧૮] બ્રહ્મજ્ઞો બ્રહ્મનિર્વાણ પામતા. ૨૫

કામ ને ક્રોધથી શૂન્ય, કરેલા વશચિત્તના,
આત્મજ્ઞાતા યતિઓને મોક્ષ જીવન-મૃત્યુમાં. ૨૬

બાહ્ય અર્થો ત્યજી બાહ્ય, દષ્ટિ ભ્રૂ મધ્યમાં જડી,
નાસિકામાં વહેનારા પ્રાણાપાન[૧૯] સમા કરી. ૨૭

ઇન્દ્રિયો મન-બુદ્ધિનો જેતા, મોક્ષપરાયણ,
શૂન્ય ઇચ્છા-ભય-ક્રોધે તે મુનિ નિત્ય મુક્ત જ. ૨૮

યજ્ઞ ને તપનો ભોક્તા, સર્વ-લોક-મહેશ્વર,
ને સર્વાત્મ મને જાણી પામે છે શાંતિ શાશ્વત. ૨૯

પાંચમો અધ્યાય સંપૂર્ણ

---

૧૭ સર્વ પાપ નાશ પામ્યાં છે તે. ૧૮ જિતાત્મા. ૧૯ પ્રાણ અને અપાન.

## અમૃતાઞ્જલિ

### છઠ્ઠો અધ્યાય

### આત્મસંયમયોગ

શ્રીભગવાનુવાચ

અનાશ્રિત કર્મફલ કાર્યં કર્મ કરોતિ ય,
સ સંન્યાસી ચ યોગી ચ ન નિરગ્નિર્નચાક્રિય ૧

ય સન્યાસમિતિ પ્રાહુર્યોગ ત વિદ્ધિ પાણ્ડવ,
ન હ્યસંન્યસ્તસ કલ્પો યોગી ભવતિ કશ્ચન ૨

આરુરુક્ષોર્મુનેર્યોગ કર્મ કારણમુચ્યતે,
યોગારૂઢસ્ય તસ્યૈવ શમ કારણમુચ્યતે ૩

યદા હિ નેન્દ્રિયાર્થેષુ ન કર્મસ્વનુષજ્જતે,
સર્વસ ઙ્કલ્પસંન્યાસી યોગારૂઢસ્તદોચ્યતે ૪

ઉદ્ધરેદાત્મનાત્માન નાત્માનમવસાદયેત્,
આત્મૈવ હ્યાત્મનો બન્ધુરાત્મૈવ રિપુરાત્મન. ૫

બન્ધુરાત્માત્મનસ્તસ્ય યેનાત્મૈવાત્મના જિત,
અનાત્મનસ્તુ શત્રુત્વે વર્તેતાત્મૈવ શત્રુવત્. ૬

# અમૃતાઞ્જલિ

## છઠ્ઠો અધ્યાય

## આત્મસંયમયોગ

### શ્રી ભગવાન બોલ્યા

કર્મફલે નિરાશી[1] જે કર્તવ્ય કર્મને કરે,
તે સન્યાસી અને યોગી, ના નિરગ્નિ, ન અક્રિય. ૧

જેને સંન્યાસ કે' શાણા તેને તું યોગ જાણજે,
વિના સંકલ્પ–સંન્યાસ[2] યોગી થાય ન કોઈએ. ૨

યોગેચ્છુ મુનિને અર્થે કહ્યુ છે કર્મ સાધન,
યોગસિદ્ધિ વરેલાને સંકલ્પાભાવ[3] સાધન ૩

ભોગ કે કર્મમા જ્યારે રાગવૃત્તિ ન ઊપજે,
સર્વસંકલ્પ–સન્યાસી કથાય યોગસિદ્ધ તે ૪

તારવો નિજને નિજે, નિજને ન ડુબાડવો,
નિજ છે નિજનો બંધુ, નિજ છે શત્રુ નિજનો ૫

જિતેન્દ્રિય થયો છે જે તે સ્વયં નિજનો સખા,
વશ છે ઈન્દ્રિયોને જે તે સ્વયં નિજનો રિપુ ૬

---

૧ આશા વિનાનો. ૨ સંકલ્પને છોડ્યા વિના ૩ સર્વ સંકલ્પોનો અભાવ

જિતાત્મન પ્રશાન્તસ્ય પરમાત્મા સમાહિત,
શીતોષ્ણસુખદુઃખેષુ તથા માનાપમાનયોઃ ૭

જ્ઞાનવિજ્ઞાનતૃપ્તાત્મા કૂટસ્થો વિજિતેન્દ્રિય,
યુક્ત ઇત્યુચ્યતે યોગી સમલોષ્ટાશ્મકાઞ્ચન ૮

સુહૃન્મિત્રાર્યુદાસીનમધ્યસ્થદ્વેષ્યબન્ધુષુ,
સાધુષ્વપિ ચ પાપેષુ સમબુદ્ધિર્વિશિષ્યતે ૯

યોગી યુઞ્જીત સતતમાત્માન રહસિ સ્થિત,
એકાકી યતચિત્તાત્મા નિરાશીરપરિગ્રહ ૧૦

શુચૌ દેશે પ્રતિષ્ઠાપ્ય સ્થિરમાસનમાત્મન,
નાત્યુચ્છ્રિત નાતિનીચ ચૈલાજિનકુશોત્તરમ્ ૧૧

તત્રૈકાગ્ર મન કૃત્વા યતચિત્તેન્દ્રિયક્રિય,
ઉપવિશ્યાસને યુઞ્જ્યાદ્યોગમાત્મવિશુદ્ધયે ૧૨

સમ કાયશિરોગ્રીવ ધારયન્નચલ સ્થિર,
સપ્રેક્ષ્ય નાસિકાગ્ર સ્વ દિશશ્ચાનવલોકયન્ ૧૩

મથાન્તાત્મા વિગતભીર્બ્રહ્મચારિવ્રતે સ્થિત,
મન સયમ્ય મચ્ચિત્તો યુક્ત આસીત મત્પર ૧૪

યુઞ્જન્નેવ સદાત્માન યોગી નિયતમાનસ,
શાન્તિ નિર્વાણપરમા મત્સસ્થામધિગચ્છતિ ૧૫

ટાઢે–તાપે, સુખે–દુઃખે, માન ને અપમાનમાં,
નિર્વિકારી, જિતાત્મા જે તે રહે આત્મભાવમાં. ૭

જ્ઞાનવિજ્ઞાનથી તૃપ્ત, અવિકારી, જિતેન્દ્રિય,
કથાય યુક્ત યોગી તે હેમે–લોહે–રજે સમ. ૮

સ્નેહી, શત્રુ, સખા, મધ્ય, ઉદાસી, દ્વેષ્ય, બંધુમા,
સમ સાધુ–અસાધુમા તે યોગી શ્રેષ્ઠ સર્વમા. ૯

તૃષ્ણા–પરિગ્રહો ત્યાગી, વશીને મનબુદ્ધિને,
એકાન્તે એકલો યોગી ધ્યાનમાં ચિત્ત પોરવે. ૧૦

શુદ્ધ સ્થાને ક્રમે રાખી દર્ભ, ચર્મ પછી પટ,
ન ઊંચું કે ઘણું નીચું સ્થાપી સ્થિર સ્વઆસન ૧૧

બેસી તે આસને યોગ આત્મશુદ્ધયર્થ[4] આદરે,
કરીને મન એકાગ્ર, વશી ચિત્તેન્દ્રિયક્રિયા. ૧૨

રાખી કાયા, શિર, ગ્રીવા[5] સમાન, દઢ, નિશ્ચલ,
નાસાગ્ર દષ્ટિને સ્થાપી વિલોકતો ન કો દિશ. ૧૩

રહી નિર્ભય ને શાન્ત, બ્રહ્મચર્યવ્રતે સ્થિર,
સંયમી મન મચ્ચિત્ત[6] ને રહે મત્પરાયણ. ૧૪

આમ અખંડ આત્માને ગૂંથતો યોગનિષ્ઠ તે.
પામે છે મુજમાં રે'તી શ્રેષ્ઠ કૈવલ શાન્તિને. ૧૫

---

૪ અંતઃકરણની શુદ્ધિ માટે. ૫ ડોક ૬ મારામાં ગૂંથેલા ચિત્તવાળો

નાત્યશ્નતસ્તુ યોગોઽસ્તિ ન ચૈકાન્તમનશ્નતઃ,
ન ચાતિ સ્વપ્નશીલસ્ય જાગ્રતો નૈવ ચાર્જુન. ૧૬

યુક્તાહારવિહારસ્ય યુક્તચેષ્ટસ્ય કર્મસુ,
યુક્તસ્વપ્નાવબોધસ્ય યોગો ભવતિ દુઃખહા. ૧૭

યદા વિનિયતં ચિત્તમાત્મન્યેવાવતિષ્ઠતે,
નિઃસ્પૃહઃ સર્વકામેભ્યો યુક્ત ઇત્યુચ્યતે તદા. ૧૮

યથા દીપો નિવાતસ્થો નેઙ્ગતે સોપમા સ્મૃતા,
યોગિનો યતચિત્તસ્ય યુઞ્જતો યોગમાત્મન. ૧૯

યત્રોપરમતે ચિત્તં નિરુદ્ધં યોગસેવયા,
યત્ર ચૈવાત્મનાત્માનં પશ્યન્નાત્મનિ તુષ્યતિ ૨૦

સુખમાત્યન્તિકં યત્તદ્બુદ્ધિગ્રાહ્યમતીન્દ્રિયમ્,
વેત્તિ યત્ર ન ચૈવાયં સ્થિતશ્ચલતિ તત્ત્વતઃ. ૨૧

યં લબ્ધ્વા ચાપરં લાભં મન્યતે નાધિકં તતઃ,
યસ્મિન્સ્થિતો ન દુઃખેન ગુરુણાપિ વિચાલ્યતે ૨૨

તં વિદ્યાદ્દુઃખસંયોગવિયોગં યોગસંજ્ઞિતમ્,
સ નિશ્ચયેન યોક્તવ્યો યોગોઽનિર્વિણ્ણચેતસા. ૨૩

સઙ્કલ્પપ્રભવાન્કામાંસ્ત્યક્ત્વા સર્વાનશેષતઃ,
મનસૈવેન્દ્રિયગ્રામં વિનિયમ્ય સમન્તતઃ. ૨૪

અત્યાહારી, નિરાહારી કે અતિ સ્વપ્નશીલને,[7]
અતિ જાગ્રતનેયે વા યોગ સિદ્ધ થતો નથી ૧૬

યોગ્ય વિહાર–આહાર, યોગ્ય આચાર કર્મમાં,
યોગ્ય જાગૃતિ–નિદ્રાથી ફલે તે યોગ દુઃખહા[8] ૧૭

એકાગ્ર ચિત્ત આત્મામાં જ્યારે તન્મયતા વરે,
નિરાશી સર્વ ભોગોનો ત્યારે કથાય યુક્ત તે ૧૮

વાયુશૂન્ય સ્થલે જેમ દીપક ડોલતો નથી,
તે પ્રમા[9] વશી ધ્યાનીના જીતેલા ચિત્તની કહી ૧૯

યોગાભ્યાસે નિવારેલું ચિત્ત જ્યાં શાન્ત થાય ને
જ્યાં આત્માથી આત્મને જોતો થાય જ્યાં તૃપ્ત આત્મમાં ૨૦

અનન્ત, ઇન્દ્રિયાતીત[10] આનંદ બુદ્ધિગ્રાહ્ય જે,
તેને અનુભવે જ્યાં ને તત્ત્વથી જ્યાં ન એ ચલે ૨૧

જે પામી અન્ય કો લાભ તેથી શ્રેષ્ઠ ન માનતો,
મહાદુઃખેય ના ડોલે જેમાં સુસ્થિત તે થયો ૨૨

દુઃખના યોગથી શૂન્ય જાણવો યોગનામી[11] તે,
નિશ્ચયથી અનિર્વેદે[12] યોજવા યોગ્ય યોગ તે ૨૩

ત્યાગી નિઃશેષ સંપૂર્ણ સંકલ્પજન્ય કામના,
તથા ઇન્દ્રિયસંઘાત[13] નીમી મનથી સર્વથા— ૨૪

૭ ઊંઘણશીને ૮ દુઃખનો નાશ કરનાર. ૯ માફક. ૧૦ ઇન્દ્રિયોથી અતીત. ૧૧ જેનું નામ યોગ છે ૧૨ કંટાળ્યા સિવાય પ્રસન્નચિત્તથી. ૧૩ ઇન્દ્રિયોનો સમુદાય

શનૈ શનૈરુપરમેદ્બુદ્ધ્યા ધૃતિગૃહીતયા,
આત્મસંસ્થં મનઃ કૃત્વા ન કિંચિદપિ ચિન્તયેત્ ૨૫

યતો યતો નિશ્ચરતિ મનશ્ચઞ્ચલમસ્થિરમ્,
તતસ્તતો નિયમ્યૈતદાત્મન્યેવ વશં નયેત્ ૨૬

પ્રશાન્તમનસં હ્યેનં યોગિનં સુખમુત્તમમ્,
ઉપૈતિ શાન્તરજસં બ્રહ્મભૂતમકલ્મષમ્ ૨૭

યુઞ્જન્નેવં સદાત્માનં યોગી વિગતકલ્મષ,
સુખેન બ્રહ્મસંસ્પર્શમત્યન્તં સુખમશ્નુતે ૨૮

સર્વભૂતસ્થમાત્માનં સર્વભૂતાનિ ચાત્મનિ,
ઈક્ષતે યોગયુક્તાત્મા સર્વત્ર સમદર્શન ૨૯

યો માં પશ્યતિ સર્વત્ર સર્વં ચ મયિ પશ્યતિ,
તસ્યાહં ન પ્રણશ્યામિ સ ચ મે ન પ્રણશ્યતિ. ૩૦

સર્વભૂતસ્થિતં યો માં ભજત્યેકત્વમાસ્થિત,
સર્વથા વર્તમાનોઽપિ સ યોગી મયિ વર્તતે ૩૧

આત્મૌપમ્યેન સર્વત્ર સમં પશ્યતિ યોઽર્જુન,
સુખં વા યદિ વા દુખં સ યોગી પરમો મત ૩૨

અર્જુન ઉવાચ

યોઽયં યોગસ્ત્વયા પ્રોક્ત સામ્યેન મધુસૂદન,
એતસ્યાહં ન પશ્યામિ ચઞ્ચલત્વાત્ સ્થિતિં સ્થિરામ્ ૩૩

ક્રમે ક્રમે બને શાન્ત ધૈર્યપૂર્વક બુદ્ધિથી,
ને ચિંતવે ન કાંઇયે આત્મામાં મન પરોવી. ૨૫

જ્યાંથી જ્યાંથી સરી જાય મન ચંચલ, અસ્થિર,
ત્યાં ત્યાંથી નિગ્રહી રાખે આત્મામાં જ સુનિશ્ચલ. ૨૬

વિક્ષેપશૂન્ય,[૧૪] નિષ્પાપ ને નિર્મનસ્ક,[૧૫] ભારત,
જીવનમુક્ત યોગીને મળે છે સુખ ઉત્તમ. ૨૭

આમ નિષ્પાપ તે યોગી ગૂંથતો નિત્ય આત્મને,
આત્માનુભવનું શ્રેષ્ઠ સુખ સહજ મેળવે ૨૮

આત્માને સર્વ ભૂતોમાં, આત્મામાં સર્વ ભૂતને—
પેખે છે યોગથી યુક્ત સર્વમાં સમદર્શી જે. ૨૯

જે સર્વત્ર મને દેખે ને દેખે સર્વ હું વિષે,
તેને પરોક્ષ[૧૬]ના થાઉં, ના પરોક્ષ મનેય તે. ૩૦

મને એકત્વભાવે જે સર્વભૂતે અનુભવે,
સર્વથા વર્તતોયે તે યોગી વર્તે જ હું વિષે ૩૧

નિજની ઉપમા દ્વારા સર્વત્ર સુખ—દુઃખને,
દેખે છે તુલ્ય જે યોગી તે મને શ્રેષ્ઠ માન્ય છે. ૩૨

અર્જુન બોલ્યા
સમત્વભાવથી બોધ્યો આપે જે શ્રેષ્ઠ યોગ આ,
એની ચાચલ્યના અંગે દેખતો નથી સ્થિરતા. ૩૩

---

૧૪ શાન્ત મન ૧૫ જેનો રજોગુણ શાંત થયો છે તે ૧૬ અદૃશ્ય, અપ્રત્યક્ષ

ચચલ હિ મન કૃષ્ણ પ્રમાથિ બલવદ્દઢમ્,
તસ્યાહ નિગ્રહ મન્યે વાયોરિવ સુદુષ્કરમ્ ૩૪

શ્રીભગવાનુવાચ

અસશય મહાબાહો મનો દુર્નિગ્રહ ચલમ્,
અભ્યાસેન તુ કૌન્તેય વૈરાગ્યેણ ચ ગૃહ્યતે ૩૫

અસયતાત્મના યોગો દુષ્પ્રાપ ઇતિ મે મતિ,
વશ્યાત્મના તુ યતતા શક્યોઽવાપ્તુમુપાયત ૩૬

અર્જુન ઉવાચ

અયતિ શ્રદ્ધયોપેતો યોગાચ્ચલિતમાનસ,
અપ્રાપ્ય યોગસ સિદ્ધિ કા ગતિ કૃષ્ણ ગચ્છતિ ૩૭

કચ્ચિન્નોભયવિભ્રષ્ટશ્છિન્નાભ્રમિવ નશ્યતિ,
અપ્રતિષ્ઠો મહાબાહો વિમૂઢો બ્રહ્મણ પથિ ૩૮

એતન્મે સશય કૃષ્ણ છેત્તુમર્હસ્યશેષત,
ત્વદન્ય સશયસ્યાસ્ય છેત્તા ન હ્યુપપદ્યતે ૩૯

શ્રીભગવાનુવાચ

પાર્થ નૈવેહ નામુત્ર વિનાશસ્તસ્ય વિદ્યતે,
ન હિ કલ્યાણકૃત કશ્ચિત્ દુર્ગતિ તાત ગચ્છતિ ૪૦

પ્રાપ્ય પુણ્યકૃતા લોકાનુષિત્વા શાશ્વતી સમા,
શુચીના શ્રીમતા ગેહે યોગભ્રષ્ટોઽભિજાયતે ૪૧

કૃષ્ણ ! આ મન ઉદ્વેગી, ચંચલ, પ્રબલ, દૃઢ,
માનું નિગ્રહ છે તેનો વાયુ શો અતિ દુષ્કર [17] 34

શ્રી ભગવાન બોલ્યા
નિઃસંદેહ, મહાબાહો, મન દુર્જેય,[18] ચંચલ,
તોયે અભ્યાસ-વૈરાગ્યે કૌન્તેય, શક્ય સંયમ 35

યોગ અસંયમી દ્વારા સધાવો માનું દુર્લભ,
યતિ આત્મવશી તેને સાધનમાર્ગે સુલભ. 36

અર્જુન બોલ્યા
આસ્તિક, યત્નથી શૂન્ય, યોગે ચલિત ચિત્તનો,
ન પામી યોગસંસિદ્ધિ શી ગતિ, કૃષ્ણ, પામતો ? 37

બ્રહ્મના માર્ગમાં મુગ્ધ, બેથી ચળ્યો અનાશ્રિત—
વિયોગી વાદળી જેવો પામે છે શું વિનાશ જ ? 38

મારો સંશય આ, કૃષ્ણ, છેદવા આપ યોગ્ય છો,
આપથી શ્રેષ્ઠ ના બીજો સંશયે છેદનાર કો. 39

શ્રી ભગવાન બોલ્યા
આ લોકે, પરલોકેયે તેનો નાશ થતો નથી,
તાત, કલ્યાણયાત્રી કો કદી પામે ન દુર્ગતિ 40

પામી ધામો સુધર્મીના ત્યાં વસી દીર્ઘકાલ ને,
શુદ્ધ શ્રીમન્તના ઘેર જન્મે છે યોગભ્રષ્ટ તે. 41

---

17 કઠિન 18 કઠિનતાથી વશમાં થનારું

અથવા યોગિનામેવ કુલે ભવતિ ધીમતામ્,
એતદ્ધિ દુર્લભતર લોકે જન્મ યદીદશમ્. ૪૨

તત્ર ત બુદ્ધિનયોગ લભતે પૌર્વદેહિકમ્,
યતતે ચ તતો ભૂય સંસિદ્ધૌ કુરુનન્દન. ૪૩

પૂર્વાભ્યાસેન તેનૈવ હ્રિયતે હ્યવશોઽપિ સ,
જિજ્ઞાસુરપિ યોગસ્ય શબ્દબ્રહ્માતિવર્તતે. ૪૪

પ્રયત્નાદ્યતમાનસ્તુ યોગી સંશુદ્ધકિલ્બિષ,
અનેકજન્મસસિદ્ધસ્તતો યાતિ પરા ગતિમ્. ૪૫

તપસ્વિભ્યોઽધિકો યોગી જ્ઞાનિભ્યોઽપિ મતોઽધિક',
કર્મિભ્યશ્ચાધિકો યોગી તસ્માદ્યોગી ભવાર્જુન ૪૬

યોગિનામપિ સર્વેષાં મદ્ગતેનાન્તરાત્મના,
શ્રદ્ધાવાન્ભજતે યો મા સ મે યુક્તતમો મત. ૪૭

છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ

અથવા સુજ્ઞ યોગીના કુલમા જન્મ તે ધરે,
આવો જે જન્મ સસારે મહાદુર્લભ છે જગે ૪૨

ત્યા પૂર્વજન્મની તેને સમત્વબુદ્ધિ સાંપડે,
તેના પ્રભાવથી પાછો સિદ્ધચર્થ[19] યત્ન આદરે ૪૩

પૂર્વના એ જ સસ્કારે પ્રેરાય અવશેય[20] તે,
યોગજિજ્ઞાસુયે લઘે[21] વેદોક્તકર્મપાકને[22] ૪૪

અભ્યાસે પાપથી છૂટી યોગી પ્રયત્નશીલ તે,
ઘણા જન્મે થઇ સિદ્ધ પામે કૈવલ્યધામને ૪૫

યોગી શ્રેષ્ઠ તપસ્વીથી ને જ્ઞાનીથીય શ્રેષ્ઠ જ,
કર્મીથીય ગણ્યો શ્રેષ્ઠ તેથી થા યોગી, અર્જુન ૪૬

ભજે શ્રદ્ધાળુ મારામા ગૂથેલા ચિત્તથી મને,
તે યોગી સર્વયોગીમા વિશિષ્ટ[23] માન્ય છે મને ૪૭

છઠ્ઠો અધ્યાય સપૂર્ણ

---

૧૯ સિદ્ધિને માટે. ૨૦ પરાણે ૨૧ ઓળગે ૨૨ વેદમા કહેલા સકામ કર્મોના ફલને ૨૩ પરમશ્રેષ્ઠ

# અમૃતાઞ્જલિ

## સાતમો અધ્યાય

## જ્ઞાનવિજ્ઞાનયોગ

### શ્રીભગવાનુવાચ

મય્યાસક્તમનાઃ પાર્થ યોગં યુંજન્મદાશ્રયઃ,
અસંશયં સમગ્રં માં યથા જ્ઞાસ્યસિ તચ્છૃણુ. ૧

જ્ઞાનં તેઽહં સવિજ્ઞાનમિદં વક્ષ્યામ્યશેષતઃ,
યજ્જ્ઞાત્વા નેહ ભૂયોઽન્યજ્જ્ઞાતવ્યમવશિષ્યતે. ૨

મનુષ્યાણાં સહસ્રેષુ કશ્ચિદ્યતતિ સિદ્ધયે,
યતતામપિ સિદ્ધાનાં કશ્ચિન્માં વેત્તિ તત્ત્વતઃ. ૩

ભૂમિરાપોઽનલો વાયુઃ ખં મનો બુદ્ધિરેવ ચ,
અહંકાર ઇતીયં મે ભિન્ના પ્રકૃતિરષ્ટધા. ૪

અપરેયમિતસ્ત્વન્યાં પ્રકૃતિં વિદ્ધિ મે પરામ્,
જીવભૂતાં મહાબાહો યયેદં ધાર્યતે જગત્. ૫

એતદ્યોનીનિ ભૂતાનિ સર્વાણીત્યુપધારય,
અહં કૃત્સ્નસ્ય જગતઃ પ્રભવઃ પ્રલયસ્તથા. ૬

મત્તઃ પરતરં નાન્યત્કિંચિદસ્તિ ધનંજય,
મયિ સર્વમિદં પ્રોતં સૂત્રે મણિગણા ઇવ. ૭

# અમૃતાઞ્જલિ

## સાતમો અધ્યાય

## જ્ઞાનવિજ્ઞાનયોગ

### શ્રી ભગવાન બોલ્યા

મોહિત મુજમાં, મારા આશ્રયે યોગ સાધતો,
મને સમગ્ર નિઃશંક જેમ જાણીશ તે સુણ. ૧

કહું આ જ્ઞાન સંપૂર્ણ વિજ્ઞાનસહ હું તને,
જે જાણી લોકમાં બીજું જ્ઞાતવ્ય[1] શેષ ના રહે. ૨

હજારો માનવીઓમાં સિદ્ધયર્થે[2] યત્ન કો કરે,
યત્નવન્તોય સિદ્ધોમાં કો'જ તત્ત્વે લહે મને. ૩

ભૂ, જલ, વહ્નિ,[3] વા, વ્યોમ, મન, બુદ્ધિ અહંકૃતિ,
આમ આ અષ્ટધા[4] મારી થઇ વિભક્ત[5] પ્રકૃતિ ૪

આ તો છે અપરા એથી પરા પ્રકૃતિ અન્ય છે,
જીવના રૂપમાં જેણે ધાર્યું આ પૂર્ણ વિશ્વને ૫

આ બે પ્રકૃતિથી જન્મે સૌ ભૂતો જાણુ એમ તું,
સમગ્ર સૃષ્ટિનો, પાર્થ, ઉત્પત્તિ–લય હું જ છું. ૬

મારાથી પર ના બીજું કોઇ તત્ત્વ, ધનંજય,
હું–માં આ સર્વ ગૂંથાયું સૂત્રમાં મણિના સમ. ૭

---

૧ જાણવા યોગ્ય. ૨ સિદ્ધિને માટે ૩ અગ્નિ ૪ આઠ પ્રકારની ૫ જુદી જુદી

રસોઽહમપ્સુ કૌન્તેય પ્રભાસ્મિ શશિસૂર્યયો,
પ્રણવ: સર્વવેદેષુ શબ્દ: ખે પૌરુષં નૃષુ. ૮

પુણ્યો ગન્ધ: પૃથિવ્યાં ચ તેજશ્ચાસ્મિ વિભાવસૌ,
જીવનં સર્વભૂતેષુ તપશ્ચાસ્મિ તપસ્વિષુ. ૯

બીજં મા સર્વભૂતાનાં વિદ્ધિ પાર્થ સનાતનમ્,
બુદ્ધિર્બુદ્ધિમતામસ્મિ તેજસ્તેજસ્વિનામહમ્. ૧૦

બલ બલવતાં ચાહં કામરાગવિવર્જિતમ્,
ધર્માવિરુદ્ધો ભૂતેષુ કામોઽસ્મિ ભરતર્ષભ. ૧૧

યે ચૈવ સાત્વિકા ભાવા રાજસાસ્તામસાશ્ચ યે,
મત્ત એવેતિ તાન્વિદ્ધિ ન ત્વહં તેષુ તે મયિ. ૧૨

ત્રિભિર્ગુણમયૈર્ભાવૈરેભિ. સર્વમિદં જગત્,
મોહિતં નાભિજાનાતિ મામેભ્યઃ પરમવ્યયમ્. ૧૩

દૈવી હ્યેષા ગુણમયી મમ માયા દુરત્યયા,
મામેવ યે પ્રપદ્યન્તે માયામેતાં તરન્તિ તે. ૧૪

ન માં દુષ્કૃતિનો મૂઢા પ્રપદ્યન્તે નરાધમા:,
માયયાપહૃતજ્ઞાના આસુરં ભાવમાશ્રિતા:. ૧૫

ચતુર્વિધા ભજન્તે મા જના: સુકૃતિનોઽર્જુન,
આર્ત્તો જિજ્ઞાસુરર્થાર્થી જ્ઞાની ચ ભરતર્ષભ. ૧૬

રસ હું જળમાં, પાર્થ, પ્રભા છું સૂર્ય-ચન્દ્રમાં,
વેદે ૐ, શબ્દ વ્યોમે હું, પુરુષત્વ પુરુષમાં. ૮

પવિત્ર ગંધ પૃથ્વીમાં, અગ્નિમાં હું પ્રકાશ હું,
જીવન સર્વ ભૂતોમાં ને તપ હું તપસ્વીનું ૯

શાશ્વત બીજ તું જાણ મને જ સર્વ ભૂતનું,
બુદ્ધિ છું બુદ્ધિમાનોની, તેજસ્વીઓનું તેજ હું. ૧૦

કામ ને રાગથી શૂન્ય બળ હું બળવાનનું,
સર્વ ભૂતમાં, પાર્થ, કામ ધર્માનુકૂલ[૬] હું ૧૧

બીજા સાત્વિક જે ભાવો, રાજસી, તામસીય જે,
મારાથી ઊપજ્યા તેમાં હું નથી, મુજમાં ન તે ૧૨

સર્વ સંસાર આ મુગ્ધ ત્રિગુણી ભાવથી થયો,
મને અવ્યયને એથી પર તેથી ન જાણતો ૧૩

દૈવી ગુણમયી મારી આ માયા દુસ્તર[૭] અતિ,
મારે જ શરણે આવે તે આ માયા જતા તરી ૧૪

જે જ્ઞાનભ્રષ્ટ માયાથી, સેવે આસુરી લક્ષણો,
ન લે તે આશરો મારો પાપી મૂઢ નરાધમો ૧૫

આર્ત,[૮] જિજ્ઞાસુ,[૯] અર્થાર્થી,[૧૦] જ્ઞાની,[૧૧] ચાર પ્રકારના,
સેવે મને સુધર્મીઓ, ભરતર્ષભ[૧૨] અર્જુન. ૧૬

---

૬ શાસ્ત્રને અનુકૂળ ૭ મુશ્કેલીથી ઓળંગાય એવી ૮ સંકટ-નિવારણ માટે જપવાળો ૯ યથાર્થ રૂપે જાણવાની ઇચ્છાથી ભજનારો ૧૧ નિષ્કામી ૧૨ ભરતવંશીઓમાં શ્રેષ્ઠ

તેષાં જ્ઞાની નિત્યયુક્ત એકભક્તિર્વિશિષ્યતે,
પ્રિયો હિ જ્ઞાનિનોઽત્યર્થમહં સ ચ મમ પ્રિય· ૧૭

ઉદારા સર્વ એવતે જ્ઞાની ત્વાત્મૈવ મે મતમ્,
આસ્થિત સ હિ યુક્તાત્મા મામેવાનુત્તમાં ગતિમ્. ૧૮

બહૂનાં જન્મનામન્તે જ્ઞાનવાન્મા પ્રપદ્યતે,
વાસુદેવ· સર્વમિતિ સ મહાત્મા સુદુર્લભ ૧૯

કામૈસ્તૈસ્તૈર્હૃતજ્ઞાના પ્રપદ્યન્તેઽન્યદેવતા,
ત ત નિયમમાસ્થાય પ્રકૃત્યા નિયતા સ્વયા. ૨૦

યો યો યાં યાં તનુ ભક્ત શ્રદ્ધયાર્ચિતુમિચ્છતિ,
તસ્ય તસ્યાચલા શ્રદ્ધાં તામેવ વિદધામ્યહમ્. ૨૧

સ તયા શ્રદ્ધયા યુક્તસ્તસ્યારાધનમીહતે,
લભતે ચ તત કામાન્મયૈવ વિહિતાન્હિ તાન્. ૨૨

અન્તવત્તુ ફલં તેષા તદ્ભવત્યલ્પમેધસામ્,
દેવાન્દેવયજો યાન્તિ મદ્ભક્તા યાન્તિ મામપિ ૨૩

અવ્યક્ત વ્યક્તિમાપન્ન મન્યન્તે મામબુદ્ધય,
પરં ભાવમજાનન્તો મમાવ્યયમનુત્તમમ. ૨૪

નાહં પ્રકાશ સર્વસ્ય યોગમાયા-સમાવૃત,
મૂઢોઽય નાભિજાનાતિ લોકો મામજમવ્યયમ્ ૨૫

વેદાહ સમતીતાનિ વર્તમાનાનિ ચાર્જુન,
ભવિષ્યાણિ ચ ભૂતાનિ મા તુ વેદ ન કશ્ચન ૨૬

તેમાં જ્ઞાની સદા યોગી એકનિષ્ઠ, વિશિષ્ટ[13] તે.
હું અતિપ્રિય જ્ઞાનીને ને અતિપ્રિય તે મને. ૧૭

શ્રેષ્ઠ સર્વે જ એ તોયે જ્ઞાની તો મુજ આત્મ જ,
રહ્યો સલગ્ન મારામાં માનીને ગતિ ઉત્તમ. ૧૮

ઘણાયે જન્મના અન્તે 'વાસુદેવ જ સર્વ જ,'
જ્ઞાની એમ મને સેવે, તે મહાત્મા સુદુર્લભ. ૧૯

પ્રેરાતા સ્વસ્વભાવે જે કામોથી જ્ઞાનભ્રષ્ટ તે,
સેવીને નિયમો ઝાઝા આરાધે અન્ય દેવને ૨૦

શ્રદ્ધાથી પૂજવા ઇચ્છે જે ભક્ત જે સ્વરૂપને,
તે જ સ્વરૂપમા તેની શ્રદ્ધા કરું સુનિશ્ચલ ૨૧

તે શ્રદ્ધાથી થઇ યુક્ત તેનું પૂજન આદરે,
મેં નિર્માણ કરેલા તે ભોગો તેના વડે લભે. ૨૨

તે અલ્પબુદ્ધિ કામીના તે ફલ નાશવન્ત છે,
દેવના ભક્ત દેવોને મારા ભક્ત મને મળે ૨૩

ન જાણી અવ્યય મારા પરમોત્તમ ભાવને,
મૂઢો અવ્યયને માને પામેલો વ્યક્તિ ભાવને ૨૪

હું છીપ્યો યોગમાયાથી પ્રત્યક્ષ નથી સર્વને,
એથી આ મૂઢ જાણે ના અજન્મા અવ્યયી મને. ૨૫

ભૂતકાલે થયા ભૂતો, છે વર્તમાનમાંય તે,
થશે ભવિષ્યમા તેને જાણું, જાણે ન કો મને ૨૬

13 અતિ ઉત્તમ.

ઇચ્છાદ્વેષસમુત્થેન દ્વન્દ્વમોહેન ભારત,
સર્વભૂતાનિ સંમોહં સર્ગે યાન્તિ પરંતપ. ૨૭

યેષાં ત્વન્તગતં પાપં જનાનાં પુણ્યકર્મણામ્,
તે દ્વન્દ્વમોહનિર્મુક્તા ભજન્તે માં દૃઢવ્રતાઃ. ૨૮

જરામરણમોક્ષાય મામાશ્રિત્ય યતન્તિ યે,
તે બ્રહ્મ તદ્વિદુઃ કૃત્સ્નમધ્યાત્મં કર્મ ચાખિલમ્. ૨૯

સાધિભૂતાધિદૈવં માં સાધિયજ્ઞં ચ યે વિદુઃ,
પ્રયાણકાલેઽપિ ચ માં તે વિદુર્યુક્તચેતસઃ. ૩૦

સાતમો અધ્યાય સંપૂર્ણ

રાગ ને દ્વેષથી જન્મ્યા દ્વન્દ્વ મોહથી, ભારત,
સંસારે સર્વ ભૂતો આ મોહ પામે, પરંતપ. ૨૭

પણ જે પુણ્યશાળીનાં થયાં છે પાપ ક્ષીણ તે—
રાગદ્વેષાદિથી[૧૪] છૂટા મને દૃઢ વ્રતે ભજે. ૨૮

છૂટવા જન્મ–મૃત્યુથી જે મારા આશ્રયે મથે,
તે જાણે બ્રહ્મ, સંપૂર્ણ અધ્યાત્મ, પૂર્ણ કર્મને. ૨૯

સાધિભૂતાધિ દૈવે જે સાધિયજ્ઞે મને લહે[૧૫]
તે યુક્તચિત્તવાળા સૌ દેહાન્તેયે મને લહે. ૩૦

સાતમો અધ્યાય સંપૂર્ણ

---

૧૪ રાગદ્વેષ વગેરેથી ૧૫ અધિભૂત, અધિદૈવ અને અધિયજ્ઞ સાથો સહિત જે મને જાણે.

# અમૃતાઞ્જલિ

## આઠમો અધ્યાય

## અક્ષરબ્રહ્મયોગ

### અર્જુન ઉવાચ

કિં તદ્ બ્રહ્મ કિમધ્યાત્મં કિં કર્મ પુરુષોત્તમ,
અધિભૂતં ચ કિં પ્રોક્તમધિદૈવં કિમુચ્યતે. ૧

અધિયજ્ઞ કથં કોઽત્ર દેહેઽસ્મિન્મધુસૂદન,
પ્રયાણકાલે ચ કથં જ્ઞેયોઽસિ નિયતાત્મભિઃ. ૨

### શ્રીભગવાનુવાચ

અક્ષરં બ્રહ્મ પરમં સ્વભાવોઽધ્યાત્મમુચ્યતે,
ભૂતભાવોદ્ભવકરો વિસર્ગઃ કર્મસંજ્ઞિતઃ. ૩

અધિભૂતં ક્ષરો ભાવઃ પુરુષશ્ચાધિદૈવતમ્,
અધિયજ્ઞોઽહમેવાત્ર દેહે દેહભૃતાં વર. ૪

અન્તકાલે ચ મામેવ સ્મરન્મુક્ત્વા કલેવરમ્,
યઃ પ્રયાતિ સ મદ્ભાવં યાતિ નાસ્ત્યત્ર સંશયઃ ૫

યં યં વાપિ સ્મરન્ભાવં ત્યજત્યન્તે કલેવરમ્,
તં તમેવૈતિ કૌન્તેય સદા તદ્ભાવભાવિતઃ. ૬

## આઠમો અધ્યાય

## અક્ષરબ્રહ્મયોગ

### અર્જુન બોલ્યા

બ્રહ્મ, અધ્યાત્મ, તે શું છે ? શું કર્મ, પુરુષોત્તમ ?
અધિભૂત કહ્યું કોને ? કથાયે અધિદૈવ શું ? ૧

અધિયજ્ઞ અહીં કોણ ? કેમ આ દેહમાં રહ્યો ?
દેહાન્તે સંયમી દ્વારા શી રીતે જ્ઞેય આપ છો ? ૨

### શ્રી ભગવાન બોલ્યા

અક્ષર તે પરં બ્રહ્મ, કે' અધ્યાત્મ સ્વભાવને,
ભૂતોનો ભાવ જન્માવે કર્મનામી વિસર્ગ[1] તે. ૩

ક્ષરભાવ અધિભૂત,[2] પુરુષ અધિદૈવ[3] છે,
નરોત્તમ, અધિયજ્ઞ હું જ છું એમ જાણજે. ૪

મને જ સ્મરતો ત્યાગે અન્તકાલે શરીર જે,
તે નિ:સંદેહ, કૌન્તેય, પામે મુજ સ્વરૂપને ૫

વા, જે જે સ્મરતો ભાવ ત્યજે અન્તે શરીરને,
તેને તેને જ તે પામે નિત્યની ભાવના વડે. ૬

૧ શાસ્ત્રવિહિત યજ્ઞ, દાન અને હોમ આદિના નિમિત્તથી જે દ્રવ્યાદિકોનો ત્યાગ કરાય તે ૨ નાશવંત જડ સૃષ્ટિ ૩ પ્રધાનશક્તિ, ઉપભાર

તસ્માત્સર્વેષુ કાલેષુ મામનુસ્મર યુધ્ય ચ,
મય્યર્પિતમનોબુદ્ધિર્મામેવૈષ્યસ્યસંશયમ્. ૭

અભ્યાસયોગયુક્તેન ચેતસા નાન્યગામિના,
પરમં પુરુષં દિવ્યં યાતિ પાર્થાનુચિન્તયન્. ૮

કવિં પુરાણમનુશાસિતાર-
મણોરણીયાંસમનુસ્મરેદ્યઃ,
સર્વસ્ય ધાતારમચિન્ત્યરૂપ-
માદિત્યવર્ણં તમસઃ પરસ્તાત્. ૯

પ્રયાણકાલે મનસાઽચલેન
ભક્ત્યા યુક્તો યોગબલેન ચૈવ,
ભ્રુવોર્મધ્યે પ્રાણમાવેશ્ય સમ્યક્
સ તં પરં પુરુષમુપૈતિ દિવ્યમ્. ૧૦

યદક્ષરં વેદવિદો વદન્તિ
વિશન્તિ યદ્યતયો વીતરાગા,
યદિચ્છન્તો બ્રહ્મચર્યં ચરન્તિ
તત્તે પદં સંગ્રહેણ પ્રવક્ષ્યે ૧૧

સર્વદ્વારાણિ સંયમ્ય મનો હૃદિ નિરુધ્ય ચ,
મૂર્ધ્ન્યાધાયાત્મનઃ પ્રાણમાસ્થિતો યોગધારણામ્. ૧૨

ઓમિત્યેકાક્ષરં બ્રહ્મ વ્યાહરન્મામનુસ્મરન્,
યઃ પ્રયાતિ ત્યજન્દેહં સ યાતિ પરમાં ગતિમ્. ૧૩

સદા સંસ્મર થા મારા ધ્યાને ને યુદ્ધ આચર,
મન-બુદ્ધિ મને અર્પી મને પામીશ નિશ્ચય. ૭

અભ્યાસયોગમાં મગ્ન, અચલ ચિત્તથી મને,
જે સદા સ્મરતો, પામે પરપુરુષ દિવ્ય તે. ૮

અનાદિ સર્વજ્ઞ જગન્નિયન્તા
સૂક્ષ્માતિસૂક્ષ્મ[૪] સહુના વિધાતા,
અચિન્ત્યરૂપ, તમથી અતીત
ને સૂર્ય-શા દ્યોતકને[૫] સ્મરે જે ૯

પ્રયાણકાલે સ્થિર ચિત્ત દ્વારા,
જે ભક્તિ ને યોગબલે ભરેલો,
ભ્રૂમધ્ય[૬] સ્થાપી સમ પ્રાણ પ્રાર્થે
તે-તે પરપુરુષ દિવ્ય પામે ૧૦

જેને વદે અક્ષર વેદવેત્તા,
જેમાં પ્રવેશે યતિ રાગછેટા,
જે ઇચ્છતા આચરે બ્રહ્મચર્ય,
કહું તને તે પદ સારરૂપ ૧૧

સંયમી દ્વાર સંપૂર્ણ, નિરોધી મનને હૃદે,
ને યોગધારણા સંગ ધારી સ્વપ્રાણ મસ્તકે ૧૨

જે ૐ એકાક્ષરી બ્રહ્મ જપતો-સ્મરતો સદા,
જાય છે દેહને ત્યાગી તે પરગતિ મેળવે ૧૩

---

૪ સૂક્ષ્મથી પણ અતિ સૂક્ષ્મ ૫ પ્રકાશ કરનારને ૬ ભ્રમરની વચ્ચે

અનન્યચેતાઃ સતતં યો માં સ્મરતિ નિત્યશઃ,
તસ્યાહં સુલભઃ પાર્થ નિત્યયુક્તસ્ય યોગિનઃ. ૧૪

મામુપેત્ય પુનર્જન્મ દુઃખાલયમશાશ્વતમ્,
નાપ્નુવન્તિ મહાત્માનઃ સંસિદ્ધિં પરમાં ગતાઃ. ૧૫

આબ્રહ્મભુવનાલ્લોકાઃ પુનરાવર્તિનોઽર્જુન,
મામુપેત્ય તુ કૌન્તેય પુનર્જન્મ ન વિદ્યતે. ૧૬

સહસ્રયુગપર્યન્તમહર્યદ્ બ્રહ્મણો વિદુઃ,
રાત્રિં યુગસહસ્રાન્તાં તેઽહોરાત્રવિદો જનાઃ. ૧૭

અવ્યક્તાદ્વ્યક્તયઃ સર્વાઃ પ્રભવન્ત્યહરાગમે,
રાત્ર્યાગમે પ્રલીયન્તે તત્રૈવાવ્યક્તસંજ્ઞકે. ૧૮

ભૂતગ્રામઃ સ એવાયં ભૂત્વા ભૂત્વા પ્રલીયતે,
રાત્ર્યાગમેઽવશઃ પાર્થ પ્રભવત્યહરાગમે. ૧૯

પરસ્તસ્માત્તુ ભાવોઽન્યોઽવ્યક્તોઽવ્યક્તાત્સનાતનઃ,
યઃ સ સર્વેષુ ભૂતેષુ નશ્યત્સુ ન વિનશ્યતિ. ૨૦

અવ્યક્તોઽક્ષર ઇત્યુક્તસ્તમાહુઃ પરમાં ગતિમ્,
યં પ્રાપ્ય ન નિવર્તન્તે તદ્ધામ પરમં મમ. ૨૧

પુરુષઃ સ પરઃ પાર્થ ભક્ત્યા લભ્યસ્ત્વનન્યયા,
યસ્યાન્તઃસ્થાનિ ભૂતાનિ યેન સર્વમિદં તતમ્. ૨૨

યત્ર કાલે ત્વનાવૃત્તિમાવૃત્તિં ચૈવ યોગિનઃ,
પ્રયાતા યાન્તિ તં કાલં વક્ષ્યામિ ભરતર્ષભ. ૨૩

મને અનન્ય ચિત્તે જ જે સદા—સર્વદા સ્મરે,
અતિ સુલભ હું એવા સદા સંલગ્ન યોગીને. ૧૪

તે પરં સિદ્ધિ પામેલા યોગી પામ્યા પછી મને,
અનિત્ય, દુઃખનું ધામ પુનર્જન્મ ન મેળવે. ૧૫

બ્રહ્મના લોકથી માંડી પુનરાવૃત્તિ[૭] સર્વને,
નથી થતો પુનર્જન્મ, પાર્થ, પામ્યા પછી મને ૧૬

હજાર યુગની રાત્રિ, હજાર યુગનો દિન—
જે પ્રજાપતિનો જાણે તે જ્ઞાતા કાલતત્ત્વના. ૧૭

આ દૃશ્યમાત્ર સંપૂર્ણ બ્રહ્માના સૂક્ષ્મ દેહથી,
દિવસ ઊગતા જન્મે, રાત્રિમાં લય પામતુ. ૧૮

તે જ આ ભૂતનો સંઘ જન્મી—જન્મી પરાધીન,
રાત્રિમાં લય પામે ને ઊપજે દિન ઊગતાં ૧૯

તે અવ્યક્ત[૮] થકી શ્રેષ્ઠ અન્ય અવ્યક્તભાવ છે,
સનાતન ન નાશે જે નાશે ભૂતો છતાંય તે ૨૦

તેને અક્ષર, અવ્યક્ત ને કહે છે પરગતિ,
તે જ મારું પર ધામ પામી જન્મે ન કો ફરી ૨૧

પરંપુરુષ તે પ્રાપ્ત થાય અનન્ય ભક્તિથી,
જેના વિષે વસે ભૂતો જેનાથી જગ વ્યાપ્ત આ ૨૨

પછી જે માર્ગમાં યોગી કૈવલ્ય[૯] પામતા અને
પામતા જન્મ જે માર્ગે કહુ તે માર્ગ હું તને ૨૩

---

૭ આવવું-જવું, જન્મમરણ. ૮ અપ્રકટ, ગૂઢ. ૯ મોક્ષ

અગ્નિર્જ્યોતિરહઃ શુક્લઃ ષણ્માસા ઉત્તરાયણમ્,
તત્ર પ્રયાતા ગચ્છન્તિ બ્રહ્મ બ્રહ્મવિદો જનાઃ. ૨૪

ધૂમો રાત્રિસ્તથા કૃષ્ણઃ ષણ્માસા દક્ષિણાયનમ્,
તત્ર ચાન્દ્રમસં જ્યોતિર્યોગી પ્રાપ્ય નિવર્તતે. ૨૫

શુક્લકૃષ્ણે ગતી હ્યેતે જગતઃ શાશ્વતે મતે,
એકયા યાત્યનાવૃત્તિમન્યયાવર્તતે પુનઃ. ૨૬

નૈતે સૃતી પાર્થ જાનન્યોગી મુહ્યતિ કશ્ચન,
તસ્માત્સર્વેષુ કાલેષુ યોગયુક્તો ભવાર્જુન. ૨૭

વેદેષુ યજ્ઞેષુ તપઃસુ ચૈવ
દાનેષુ યત્પુણ્યફલં પ્રદિષ્ટમ્,
અત્યેતિ તત્સર્વમિદં વિદિત્વા
યોગી પરં સ્થાનમુપૈતિ ચાદ્યમ્. ૨૮

આઠમો અધ્યાય સંપૂર્ણ

અગ્નિજ્યોતે, દિને, શુકલે, છ માસે ઉત્તરાયણે,
તે માર્ગે જે પળેલા તે બ્રહ્મજ્ઞો બ્રહ્મ મેળવે ૨૪

ધૂમે, રાત્રે તથા કૃષ્ણે, છ માસે દક્ષિણાયને,
પળી યોગી વળે પાછો પામીને ચન્દ્રજ્યોતિને ૨૫

માન્યા અનાદિ આ માર્ગો વિશ્વના શુકલ-કૃષ્ણ બે,
એક દ્વારા મળે મોક્ષ, પુનર્જન્મ બીજા વડે ૨૬

મોહ પામે ન જો યોગી જાણતો આમ માર્ગ આ,
તે માટે સઘળો કાલ, અર્જુન, યોગયુક્ત થા ૨૭

વેદો વિષે યજ્ઞ-તપો વિષે ને
દાનો વિષે પુણ્યફલો કહ્યાં જે,
આને લહી તે સઘળાં વટાવે,
યોગી પર શાશ્વત ધામ પામે ૨૮

આઠમો અધ્યાય સંપૂર્ણ

## અમૃતાઞ્જલિ

### નવમો અધ્યાય

### રાજવિદ્યારાજગુહ્યયોગ

શ્રીભગવાનુવાચ

ઇદં તુ તે ગુહ્યતમં પ્રવક્ષ્યામ્યનસૂયવે,
જ્ઞાનં વિજ્ઞાનસહિતં યજ્જ્ઞાત્વા મોક્ષ્યસેઽશુભાત્. ૧

રાજવિદ્યા રાજગુહ્યં પવિત્રમિદમુત્તમમ્,
પ્રત્યક્ષાવગમં ધર્મ્યં સુસુખં કર્તુમવ્યયમ્. ૨

અશ્રદ્દધાનાઃ પુરુષા ધર્મસ્યાસ્ય પરંતપ,
અપ્રાપ્ય માં નિવર્તન્તે મૃત્યુસંસારવર્ત્મનિ. ૩

મયા તતમિદં સર્વં જગદવ્યક્તમૂર્તિના,
મત્સ્થાનિ સર્વભૂતાનિ ન ચાહં તેષ્વવસ્થિતઃ. ૪

ન ચ મત્સ્થાનિ ભૂતાનિ પશ્ય મે યોગમૈશ્વરમ્,
ભૂતભૃન્ન ચ ભૂતસ્થો મમાત્મા ભૂતભાવનઃ. ૫

યથાકાશસ્થિતો નિત્યં વાયુઃ સર્વત્રગો મહાન્,
તથા સર્વાણિ ભૂતાનિ મત્સ્થાનીત્યુપધારય. ૬

સર્વભૂતાનિ કૌન્તેય પ્રકૃતિં યાન્તિ મામિકામ્,
કલ્પક્ષયે પુનસ્તાનિ કલ્પાદૌ વિસૃજામ્યહમ્. ૭

## નવમો અધ્યાય

## રાજવિદ્યારાજગુહ્યયોગ

### શ્રી ભગવાન બોલ્યા

વિજ્ઞાન સહ આ જ્ઞાન જે અતિ ગોપ્ય[1] તે તને,
અસૂયાશૂન્યને બોધું જે જાણી પાપથી છૂટે. ૧

ગોપ્ય ને શ્રેષ્ઠ આ વિદ્યા અતિ પવિત્ર ઉત્તમ,
પ્રત્યક્ષફલવાળી ને સુગમ, ધર્મ્ય,[2] અવ્યય. ૨

જે જનોને નથી શ્રદ્ધા, પાર્થ, આ ધર્મના વિષે,
મૃત્યુસંસારમાર્ગે તે મને પામ્યા વિના ભમે. ૩

વ્યાપ્ત છે પૂર્ણ આ વિશ્વ મારા અવ્યક્ત રૂપથી,
સર્વ ભૂતો રહ્યાં હું-માં, જો મારો યોગ ઇશ્વરી. ૪

નથી ભૂતો રહ્યાં હું-માં, જો મારો યોગ ઇશ્વરી,
ધાતા, સ્રષ્ટાય હું-આત્મા ભૂતો વિષે રહ્યો નથી. ૫

સર્વગામી[3] મહાવાયુ જેમ વ્યોમે સદા રહે,
તેમ સૌ ભૂત મારામાં રહ્યાં છે એમ જાણજે. ૬

પ્રલયકાલમાં ભૂતો મારી પ્રકૃતિમાં મળે,
ઉત્પત્તિકાલમાં પાછાં સર્જું, કૌન્તેય, તેમને. ૭

---

૧ ગુપ્ત રાખવા યોગ્ય ૨ ધર્મયુક્ત, ધર્મને અનુસરતી. ૩ સર્વવ્યાપક.

પ્રકૃતિં સ્વામવષ્ટભ્ય વિસૃજામિ પુનઃ પુનઃ,
ભૂતગ્રામમિમં કૃત્સ્નમવશં પ્રકૃતેર્વશાત્. ૮

ન ચ માં તાનિ કર્માણિ નિબધ્નન્તિ ધનંજય,
ઉદાસીનવદાસીનમસક્તં તેષુ કર્મસુ. ૯

મયાધ્યક્ષેણ પ્રકૃતિઃ સૂયતે સચરાચરમ્,
હેતુનાનેન કૌન્તેય જગદ્વિપરિવર્તતે. ૧૦

અવજાનન્તિ માં મૂઢા માનુષી તનુમાશ્રિતમ્.
પરં ભાવમજાનન્તો મમ ભૂતમહેશ્વરમ્. ૧૧

મોઘાશા મોઘકર્માણો મોઘજ્ઞાના વિચેતસઃ,
રાક્ષસીમાસુરીં ચૈવ પ્રકૃતિં મોહિનીં શ્રિતાઃ. ૧૨

મહાત્માનસ્તુ માં પાર્થ દૈવીં પ્રકૃતિમાશ્રિતાઃ,
ભજન્ત્યનન્યમનસો જ્ઞાત્વા ભૂતાદિમવ્યયમ. ૧૩

સતતં કીર્તયન્તો માં યતન્તશ્ચ દૃઢવ્રતાઃ,
નમસ્યન્તશ્ચ માં ભક્ત્યા નિત્યયુક્તા ઉપાસતે. ૧૪

જ્ઞાનયજ્ઞેન ચાપ્યન્યે યજન્તો મામુપાસતે,
એકત્વેન પૃથક્ત્વેન બહુધા વિશ્વતોમુખમ્. ૧૫

અહં ક્રતુરહં યજ્ઞઃ સ્વધાહમહમૌષધમ્,
મન્ત્રોઽહમહમેવાજ્યમહમગ્નિરહં હુતમ્. ૧૬

પ્રકૃતિવશ આ પૂર્ણું ભૂતસંઘ ફરી ફરી,
કર્માનુસાર[૪] સર્જું છુ મારી પ્રકૃતિ આશરી. ૮

તે કર્મોના અનાસક્ત ને દ્રષ્ટા શા જ કેવલ—
રહેલાને મને કર્મો તે બાધે ના, ધનંજય. ૯

પ્રકૃતિ પ્રસવે સૃષ્ટિ મારા સાંનિધ્ય માત્રથી,
આવાગમનમાં[૫] ઘૂમે સૃષ્ટિ આ જ નિમિત્તથી. ૧૦

મનુષ્યદેહમાં મારો કરે મૂઢો અનાદર,
ન જાણતા પરંભાવ સર્વ-ભૂત-મહેશ્વર. ૧૧

વૃથા આશા, વૃથા કર્મો, વૃથા જ્ઞાન અબુદ્ધિનાં,
રાક્ષસી–આસુરી તેમ સેવે પ્રકૃતિ મોહિની. ૧૨

મને સેવે મહાત્માઓ દૈવી પ્રકૃતિને વર્યા,
અનન્ય મનથી, પાર્થ, જાણી ભૂતાદિ, અવ્યય. ૧૩

મારાં કીર્તન, યત્નોમાં રહે મગ્ન દૃઢવ્રતી,
નિત્યયુક્ત મને સેવે, વંદે અનન્ય ભક્તિથી. ૧૪

વિશ્વરૂપ મને સેવે એકત્વે જ્ઞાનયજ્ઞથી,
સ્વામી-સેવકભાવે કો, કો સેવે બહુ રીતથી. ૧૫

હુ શ્રૌત સ્માર્ત કર્મો છું, હું સ્વધા,[૬] હુ વનસ્પતિ.
મંત્ર હું, ઘી વળી હું છું, અગ્નિ હું, હું જ આહુતિ. ૧૬

---

૪ કર્મ પ્રમાણે ૫ આવવુ ને જવુ તે, જન્મવુ અને મરવું
૬ પિતૃઓના નિમિત્તથી આપવામાં આવતુ અન્ન

પિતાહમસ્ય જગતો માતા ધાતા પિતામહઃ,
વેદ્યં પવિત્રમોંકાર ઋક્સામ યજુરેવ ચ. ૧૭

ગતિર્ભર્તા પ્રભુઃ સાક્ષી નિવાસઃ શરણં સુહૃત,
પ્રભવઃ પ્રલયઃ સ્થાનં નિધાનં બીજમવ્યયમ્. ૧૮

તપામ્યહમહં વર્ષં નિગૃહ્ણામ્યુત્સૃજામિ ચ,
અમૃતં ચૈવ મૃત્યુશ્ચ સદસચ્ચાહમર્જુન. ૧૯

ત્રૈવિદ્યા માં સોમપાઃ પૂતપાપા
યજ્ઞૈરિષ્ટ્વા સ્વર્ગતિં પ્રાર્થયન્તે,
તે પુણ્યમાસાદ્ય સુરેન્દ્રલોક-
મશ્નન્તિ દિવ્યાન્ દિવિ દેવભોગાન્. ૨૦

તે તં ભુક્ત્વા સ્વર્ગલોકં વિશાલં
ક્ષીણે પુણ્યે મર્ત્યલોકં વિશન્તિ,
એવં ત્રયીધર્મમનુપ્રપન્ના
ગતાગતં કામકામા લભન્તે. ૨૧

અનન્યાશ્ચિન્તયન્તો માં યે જનાઃ પર્યુપાસતે,
તેષાં નિત્યાભિયુક્તાનાં યોગક્ષેમં વહામ્યહમ. ૨૨

યેઽપ્યન્યદેવતા ભક્તા યજન્તે શ્રદ્ધયાન્વિતાઃ,
તેઽપિ મામેવ કૌન્તેય યજન્ત્યવિધિપૂર્વકમ્. ૨૩

અહં હિ સર્વયજ્ઞાનાં ભોક્તા ચ પ્રભુરેવ ચ,
ન તુ મામભિજાનન્તિ તત્ત્વેનાતશ્ચ્યવન્તિ તે. ૨૪

હું જ આ સૃષ્ટિનો ધાતા, માતા, પિતા, પિતામહ,
જ્ઞેય પવિત્ર ઓંકાર, વેદો ઋક્, સામ ને યજુર્. ૧૭

સ્વામી, સાક્ષી, સુહૃદ્, ભર્તા, નિવાસ, શરણું, ગતિ,
ઉત્પત્તિ–પ્રલયસ્થાન, નિધાન, બીજ અવ્યયી. ૧૮

હું તપું, વારિ આકર્ષું ને વૃષ્ટિયે કરું જ હું,
હું જ અમૃત ને મૃત્યુ, સત્–અસત્ પણ હું જ છું ૧૯

મને ત્રિવેદી શુચિ સોમભક્તો,[૭]
યજ્ઞે યજી દ્યો[૮]પદપ્રાપ્તિ પ્રાર્થે,
તે મેળવી પુણ્ય સુરેન્દ્રલોક,
ત્યાં દેવના દિવ્ય વિલાસ માણે ૨૦

તે ભોગવી સ્વર્ગ વિશાલ પાછા,
પુણ્યો ખુટ્યેથી જનલોક પામે,
સકામ તે વૈદિક કર્મકાંડી,
આ રીત આવાગમને જ ઘૂમે. ૨૧

અનન્યભાવથી જેઓ ચિંતવતા ભજે મને,
તે નિત્યયુક્ત ભક્તોના વહું છું યોગક્ષેમને. ૨૨

જે ભક્તો અન્ય દેવોયે પૂજે આસ્તિક બુદ્ધિથી,
તેયે મને જ, કૌન્તેય, પૂજે છે અવિવેકથી ૨૩

ભોક્તા સંપૂર્ણ યજ્ઞોનો તથા સ્વામીય હું જ છું,
તત્ત્વે તે ન મને જાણે એથી પતિત[૯] થાય છે ૨૪

---

૭ સોમ પીનાર વૈદિક બ્રાહ્મણો ૮ સ્વર્ગ ૯ ભ્રષ્ટ

યાન્તિ દેવવ્રતા દેવાન્ પિતૄન્યાન્તિ પિતૃવ્રતા,
ભૂતાનિ યાન્તિ ભૂતેજ્યા યાન્તિ મદ્યાજિનોઽપિ મામ્ ૨૫
પત્ર પુષ્પ ફલ તોય યો મે ભક્ત્ન પ્રયચ્છતિ,
તદહ ભક્ત્યુપહૃતમશ્નામિ પ્રયતાત્મન, ૨૬
યત્કરોષિ યદશ્નાસિ યજ્જુહોષિ દદાસિ યત્
યત્તપસ્યસિ કૌન્તેય તત્કુરુષ્વ મદર્પણમ્ ૨૭
શુભાશુભફલૈરેવ મોક્ષ્યસે કર્મબન્ધનૈ,
સન્યાસયોગયુક્તાત્મા વિમુક્તો મામુપૈષ્યસિ ૨૮
સમોઽહ સર્વભૂતેષુ ન મે દ્વેષ્યોઽસ્તિ ન પ્રિય,
યે ભજન્તિ તુ મા ભક્ત્યા મયિ તે તેષુ ચાપ્યહમ્ ૨૯
અપિ ચેત્સુદુરાચારો ભજતે મામનન્યભાક્,
સાધુરેવ સ મન્તવ્ય સમ્યગ્ વ્યવસિતો હિ સ ૩૦
ક્ષિપ્ર ભવતિ ધર્માત્મા શશ્વચ્છાન્તિ નિગચ્છતિ,
કૌન્તેય પ્રતિ જાનીહિ ન મે ભક્ત પ્રણશ્યતિ ૩૧
મા હિ પાર્થ વ્યપાશ્રિત્ય યેઽપિ સ્યુ પાપયોનય,
સ્ત્રિયો વૈશ્યાસ્તથા શૂદ્રાસ્તેઽપિ યાન્તિ પરા ગતિમ્ ૩૨
કિ પુનર્બ્રાહ્મણા પુણ્યા ભક્તા રાજર્ષયસ્તથા,
અનિત્યમસુખ લોકમિમ પ્રાપ્ય ભજસ્વ મામ્ ૩૩
મન્મના ભવ મદ્ભક્તો મદ્યાજી મા નમસ્કુરુ,
મામેવૈષ્યસિ યુક્ત્વૈવમાત્માન મત્પરાયણ ૩૪

નવમો અધ્યાય સપૂર્ણ

દેવોના ભક્ત દેવોને, પિતૃના ભક્ત પિતૃને,
ભૂતોના ભૂતને પામે, મારા મને જ મેળવે. ૨૫
અર્પે જે પત્ર કે પુષ્પ, ફલ વા જલ ભક્તિથી,
અર્પ્યું તે આત્મજેતાનું આરોગું અતિ સ્નેહથી. ૨૬
જે કરે, ભોગવે વા જે, જે હોમે, દાન જે કરે,
જે તપે તપ, કૌન્તેય, કર અર્પણ તે મને. ૨૭
શુભાશુભ ફલોવાળાં કર્મબન્ધન તોડી તું,
સન્યાસયોગથી મુક્ત વિમુક્ત પામશે મને. ૨૮
સમ હું સર્વ ભૂતોમા પ્રિયાપ્રિય ન કો મને,
તોયે ભજે મને તેમા હું, તેયે મુજમા રહે ૨૯
જો ઘોર પાતકીયે કો એકભાવે મને ભજે,
તો તે સાધુ થયો માનો કા જે સુનિશ્ચયી થયો. ૩૦
સત્વર થાય ધર્માત્મા, શાશ્વત શાંતિ મેળવે,
મારો ભક્ત વિનાશે ના, કૌન્તેય, જાણ નિશ્ચયે ૩૧
સ્ત્રીઓ, વૈશ્યો તથા શૂદ્રો ને પાપી યોનિનાય જે,
તેયે શ્રેષ્ઠ ગતિ પામે આવીને મુજ આશ્રયે. ૩૨
તો પુણ્યશીલ વિપ્રો ને રાજર્ષિ ભક્તને ન કા ?
મને તું સેવ, પામેલો દુ:ખી અનિત્ય દેહ આ ૩૩
મન, ભક્તિ મને અર્પ, મને સેવ, મને નમ,
મને પામીશ, યૂ઼જી તું આત્માને, મત્પરાયણ[૧૦] ૩૪

નવમો અધ્યાય સંપૂર્ણ

---

૧૦ મારે શરણ થયેલો.

અમૃતાઞ્જલિ

દસમો અધ્યાય

## વિભૂતિયોગ

શ્રીભગવાનુવાચ

ભૂય એવ મહાબાહો શૃણુ મે પરમં વચઃ,
યત્તેઽહં પ્રીયમાણાય વક્ષ્યામિ હિતકામ્યયા. ૧

ન મે વિદુ: સુરગણાઃ પ્રભવં ન મહર્ષય:,
અહમાદિર્હિ દેવાનાં મહર્ષીણાં ચ સર્વશ:. ૨

યો મામજમનાદિં ચ વેત્તિ લોકમહેશ્વરમ્,
અસંમૂઢઃ સ મર્ત્યેષુ સર્વપાપૈઃ પ્રમુચ્યતે. ૩

બુદ્ધિર્જ્ઞાનમસમ્મોહઃ ક્ષમા સત્યં દમ: શમ:,
સુખં દુ:ખં ભવોઽભાવો ભયં ચાભયમેવ ચ. ૪

અહિંસા સમતા તુષ્ટિસ્તપો દાનં યશોઽયશ:,
ભવન્તિ ભાવા ભૂતાનાં મત્ત એવ પૃથગ્વિધા:. ૫

મહર્ષય: સપ્ત પૂર્વે ચત્વારો મનવસ્તથા,
મદ્ભાવા માનસા જાતા યેષાં લોક ઇમા: પ્રજા ૬

## અમૃતાઞ્જલિ

### દસમો અધ્યાય

### વિભૂતિયોગ

**શ્રી ભગવાન બોલ્યા**

સદુપદેશ મારો તું ફરીથી સૂણ, અર્જુન,
તને જિજ્ઞાસુને[1] બોધુ હિતેચ્છાથી[2] જ કેવલ. ૧

મારા પ્રભાવને જાણે ન દેવો–ન મહર્ષિઓ,
આદિ છું સર્વથા હું જ દેવોનો ને મહર્ષિનો. ૨

અજ અનાદિ ને જાણે લોકમહેશ[3] જે મને,
મનુષ્યોમાં વિવેકી તે છૂટતો સર્વ પાતકે. ૩

બુદ્ધિ, જ્ઞાન, ક્ષમા, સત્ય, વિવેક, શાંતિ, સંયમ,
જન્મ-મૃત્યુ, સુખો દુ:ખો, ભય નિર્ભયતા સહ ૪

અહિંસા, સમતા, તુષ્ટિ[4] તપ, દાન, યશાયશે,[5]
ભૂતોના ભાવ આ ભિન્ન સૌ મારાથી જ સંભવે ૫

મહર્ષિ સાત પૂર્વેના, કુમારો, મનુઓ બધા,
મારા સંકલ્પથી જન્મ્યા લોકે આ જેમની પ્રજા. ૬

---

૧ જાણવાની ઈચ્છાવાળાને ૨ કલ્યાણની ઇચ્છાથી. ૩ લોકોનો મહાન ઈશ્વર.
૪ સંતોષ ૫ કીર્તિ અને અપકીર્તિ.

એતાં વિભૂતિં યોગં ચ મમ યો વેત્તિ તત્ત્વતઃ,
સોઽવિકમ્પેન યોગેન યુજ્યતે નાત્ર સંશયઃ ૭

અહં સર્વસ્ય પ્રભવો મત્તઃ સર્વં પ્રવર્તતે,
ઇતિ મત્વા ભજન્તે માં બુધા ભાવસમન્વિતાઃ ૮

મચ્ચિત્તા મદ્ગતપ્રાણા બોધયન્તઃ પરસ્પરમ્,
કથયન્તશ્ચ માં નિત્યં તુષ્યન્તિ ચ રમન્તિ ચ. ૯

તેષાં સતતયુક્તાનાં ભજતાં પ્રીતિપૂર્વકમ્,
દદામિ બુદ્ધિયોગં તં યેન મામુપયાન્તિ તે ૧૦

તેષામેવાનુકમ્પાર્થમહમજ્ઞાનજં તમઃ.
નાશયામ્યાત્મભાવસ્થો જ્ઞાનદીપેન ભાસ્વતા. ૧૧

અર્જુન ઉવાચ

પરં બ્રહ્મ પરં ધામ પવિત્રં પરમં ભવાન્,
પુરુષં શાશ્વતં દિવ્યમાદિદેવમજં વિભુમ્ ૧૨

આહુસ્ત્વામૃષયઃ સર્વે દેવર્ષિર્નારદસ્તથા,
અસિતો દેવલો વ્યાસઃ સ્વયં ચૈવ બ્રવીષિ મે. ૧૩

સર્વમેતદૃતં મન્યે યન્માં વદસિ કેશવ,
નહિ તે ભગવન્ વ્યક્તિં વિદુર્દેવા ન દાનવાઃ ૧૪

સ્વયમેવાત્મનાત્માનં વેત્થ ત્વં પુરુષોત્તમ,
ભૂતભાવન ભૂતેશ દેવદેવ જગત્પતે ૧૫

મારી વિભૂતિ ને યોગ જાણે જે નર તત્ત્વથી,
નિશ્ચલ યોગ તે સાધે એમાં સંશય છે નહિ. ૭

ઉત્પત્તિહેતુ હું સૌનો પ્રવર્તે સર્વ હું વડે,
એવું જાણી મને શાણા ભજે ભાવભર્યા હૃદે. ૮

ચિત્તપ્રાણ મને અર્પી જેઓ અન્યોન્ય[૬] બોધતા,
મને પ્રશંસતા[૭] નિત્ય, તૃપ્તિ, આનંદ પામતા. ૯

એવા અખંડ યોગી જે ભજતા ભક્તિથી મને,
બુદ્ધિનો યોગ તે અર્પું જેથી પામી શકે મને ૧૦

હું અનુગ્રહને અર્થે[૮] તેઓના અંતરે રહી–
હરું અજ્ઞાન–અંધારું તેજસ્વી જ્ઞાન–દીપથી. ૧૧

અર્જુન બોલ્યા

પર બ્રહ્મ, પર ધામ, પર પવિત્ર, હે વિભો,
પુરુષ, નિત્ય ને દિવ્ય, અજન્મા, આદિદેવ છો ૧૨

કથે સૌ ઋષિઓ તેમ કથે દેવર્ષિ નારદ,
અસિતે, દેવલે, વ્યાસે ને કથો છો સ્વયં પણ ૧૩

આ સર્વ સત્ય માનું હું આપ જે મુજને કહો,
ભગવન્! આપનું રૂપ ન જાણે દેવ–દાનવો ૧૪

આપ જ આપને આપે જાણો છો, પુરુષોત્તમ,
ભૂતેશ, ભૂતસ્રષ્ટા હે! જગદીશ સુરેશ્વર. ૧૫

૬ પરસ્પર, એકમેક ૭ વખાણતા ૮ ઉપકાર કરવા માટે

વક્તુમર્હસ્યશેષેણ દિવ્યા હ્યાત્મવિભૂતયઃ,
યાભિર્વિભૂતિભિર્લોકાનિમાંસ્ત્વં વ્યાપ્ય તિષ્ઠસિ. ૧૬

કથં વિદ્યામહં યોગિંસ્ત્વાં સદા પરિચિન્તયન્,
કેષુ કેષુ ચ ભાવેષુ ચિન્ત્યોઽસિ ભગવન્મયા. ૧૭

વિસ્તરેણાત્મનો યોગં વિભૂતિં ચ જનાર્દન,
ભૂયઃ કથય તૃપ્તિર્હિ શૃણ્વતો નાસ્તિ મેઽમૃતમ્. ૧૮

શ્રીભગવાનુવાચ

હન્ત તે કથયિષ્યામિ દિવ્યા હ્યાત્મવિભૂતયઃ,
પ્રાધાન્યતઃ કુરુશ્રેષ્ઠ નાસ્ત્યન્તો વિસ્તરસ્ય મે. ૧૯

અહમાત્મા ગુડાકેશ સર્વભૂતાશયસ્થિતઃ,
અહમાદિશ્ચ મધ્યં ચ ભૂતાનામન્ત એવ ચ. ૨૦

આદિત્યાનામહં વિષ્ણુર્જ્યોતિષાં રવિરંશુમાન્,
મરીચિર્મરુતામસ્મિ નક્ષત્રાણામહં શશી. ૨૧

વેદાનાં સામવેદોઽસ્મિ દેવાનામસ્મિ વાસવઃ,
ઇન્દ્રિયાણાં મનશ્ચાસ્મિ ભૂતાનામસ્મિ ચેતના ૨૨

રુદ્રાણાં શંકરશ્ચાસ્મિ વિત્તેશો યક્ષરક્ષસામ્,
વસૂનાં પાવકશ્ચાસ્મિ મેરુઃ શિખરિણામહમ્. ૨૩

વિભૂતિ આપની દિવ્ય પૂર્ણતાથી કહો મને,
જે વિભૂતિ વડે વ્યાપી રહ્યા આ સર્વ લોકને,

યોગેશ,[૯] કેમ જાણું હું આપને સ્મરતો સદા,
ને શા શા ભાવમાં આપ ચિન્ત્ય[૧૦] છો મુજથી, ભલા? ૧૭

વિસ્તારે આપનો યોગ ને વિભૂતિ, જનાર્દન,
પુન બોધો-નથી તૃપ્તિ થઈ-સૂણી કથામૃત.[૧૧] ૧૮

શ્રી ભગવાન બોલ્યા

ભલે, તને કહું મુખ્ય મારી દિવ્ય વિભૂતિઓ,
કાં જે નથી, કુરુશ્રેષ્ઠ,[૧૨] અન્ત મુજ પ્રસારનો. ૧૯

આત્મા છુ હું, ગુડાકેશ,[૧૩] સર્વભૂતહૃદે રહ્યો.
આદિ, મધ્ય તથા અન્તે હુ જ છું ભૂતમાત્રનો. ૨૦

બાર આદિત્યમા વિષ્ણુ,[૧૪] તેજસ્વી સૂર્ય જ્યોતિમાં
મરીચિ[૧૫] મરુતોમા ને નક્ષત્રોમાં હુ ચન્દ્રમા. ૨૧

હુ સામવેદ વેદોમા, દેવોમાં ઇન્દ્ર છુ તથા
મન હું ઇન્દ્રિયોમાં ને ભૂતોમા હુ જ ચેતના[૧૬] ૨૨

રુદ્રોમા શિવ છું હુ ને કુબેર યક્ષ રાક્ષસે,
અગ્નિ હું વસુઓમા મેરુ હું ઉચ્ચ પર્વતે. ૨૩

---

૯ યોગના ઇશ્વર ૧૦ ચિંતન કરવા યોગ્ય ૧૧ કથારૂપી અમૃત. ૧૨ કુરુકુલમા ઉત્પન્ન થયેલાઓમા શ્રેષ્ઠ–અર્જુન ૧૩ નિદ્રાનો સ્વામી–અર્જુન ૧૪ અદિતિના બાર પુત્રોમા વામનજી. ૧૫ એ નામના વાયુદેવતા. ૧૬ જ્ઞાનશક્તિ.

પુરોધસાં ચ મુખ્યં માં વિદ્ધિ પાર્થ બૃહસ્પતિમ્,
સેનાનીનામહં સ્કન્દઃ સરસામસ્મિ સાગરઃ. ૨૪
મહર્ષીણાં ભૃગુરહં ગિરામસ્મ્યેકમક્ષરમ્,
યજ્ઞાનાં જપયજ્ઞોઽસ્મિ સ્થાવરાણાં હિમાલયઃ. ૨૫
અશ્વત્થઃ સર્વવૃક્ષાણાં દેવર્ષીણાં ચ નારદઃ,
ગન્ધર્વાણાં ચિત્રરથઃ સિદ્ધાનાં કપિલો મુનિઃ. ૨૬
ઉચ્ચૈઃશ્રવસમશ્વાનાં વિદ્ધિ મામમૃતોદ્ભવમ્,
ઐરાવતં ગજેન્દ્રાણાં નરાણાં ચ નરાધિપમ્. ૨૭
આયુધાનામહં વજ્રં ધેનૂનામસ્મિ કામધુક્,
પ્રજનશ્ચાસ્મિ કન્દર્પઃ સર્પાણામસ્મિ વાસુકિઃ. ૨૮
અનન્તશ્ચાસ્મિ નાગાનાં વરુણો યાદસામહમ્,
પિતૃણામર્યમા ચાસ્મિ યમઃ સંયમતામહમ્. ૨૯
પ્રહ્લાદશ્ચાસ્મિ દૈત્યાનાં કાલઃ કલયતામહમ્,
મૃગાણાં ચ મૃગેન્દ્રોઽહં વૈનતેયશ્ચ પક્ષિણામ્. ૩૦
પવનઃ પવતામસ્મિ રામઃ શસ્ત્રભૃતામહમ્,
ઝષાણાં મકરશ્ચાસ્મિ સ્રોતસામસ્મિ જાહ્નવી. ૩૧
સર્ગાણામાદિરન્તશ્ચ મધ્યં ચૈવાહમર્જુન,
અધ્યાત્મવિદ્યા વિદ્યાનાં વાદઃ પ્રવદતામહમ્. ૩૨
અક્ષરાણામકારોઽસ્મિ દ્વન્દ્વઃ સામાસિકસ્ય ચ,
અહમેવાક્ષયઃ કાલો ધાતાહં વિશ્વતોમુખઃ. ૩૩

પુરોહિત વિષે મુખ્ય મને જાણ બૃહસ્પતિ,
સેનાપતિ વિષે સ્કંધ, સાગર હું સરોમહીં. ૨૪
ભૃગુ મહર્ષિઓમાં હું વાણીમાં એક અક્ષર,[17]
છું જપયજ્ઞ યજ્ઞોમાં, સ્થાવરમાં હિમાલય. ૨૫
પીપળો સર્વ વૃક્ષોમાં, દેવર્ષિ મધ્ય નારદ,
હું ચિત્રરથ ગંધર્વે, મુનિ કપિલ સિદ્ધમાં. ૨૬
ઉચ્ચૈઃશ્રવા હું અશ્વોમાં જાણ અમૃત–નીપજ્યો,
ઐરાવત ગજેન્દ્રોમાં ને નરોમાં નરાધિપ[18] ૨૭
વજ્ર હું આયુધોમાં[19] ને ગાયોમાં કામધેનુ છું,
જન્મહેતુ હું કંદર્પ ને સર્પોમાં હું વાસુકિ. ૨૮
અનન્ત સર્વ નાગોમાં, વરુણ જલજન્તુમાં,
પિતૃમાં અર્યમા હું ને યમ સંયમનારમાં. ૨૯
પ્રહ્લાદ સર્વ દૈત્યોમાં, કાલ હું ગણનારમાં,
વનચરો વિષે સિંહ, ગરુડ ઊડનારમાં. ૩૦
વાયુ પાવનકારીમાં, રામ હું શસ્ત્રવાનમાં,
મગર સર્વ મત્સ્યોમાં[20] જાહ્નવી[21] સર્વ સ્રોતમાં[22] ૩૧
સૃષ્ટિનો આદિ ને અન્ત તથા હું મધ્ય, અર્જુન,
વિદ્યામાં બ્રહ્મવિદ્યા હું–વાદીમાં વાદ, તેમજ. ૩૨
અકાર અક્ષરોમાં હું, સમાસે દ્વન્દ્વ છું, વળી,
હુંજ અક્ષય છું કાલ, ધાતા[23] હું વિશ્વતોમુખી.[24] ૩૩

---

૧૭ ઓંકાર ૧૮ રાજા. ૧૯ શસ્ત્રોમાં ૨૦ માછલાંઓમાં ૨૧ ભાગીરથી ગંગા ૨૨ નદીઓમાં. ૨૩ બ્રહ્મા, સરજનહાર

મૃત્યુઃ સર્વહરશ્ચાહમુદ્ભવશ્ચ ભવિષ્યતામ્,
કીર્તિઃશ્રીર્વાક્ચ નારીણાં સ્મૃતિર્મેધા ધૃતિઃ ક્ષમા. ૩૪

બૃહત્સામ તથા સામ્નાં ગાયત્રી છન્દસામહમ્,
માસાનાં માર્ગશીર્ષોઽહમૃતૂનાં કુસુમાકરઃ ૩૫

દ્યૂતં છલયતામસ્મિ તેજસ્તેજસ્વિનામહમ્,
જયોઽસ્મિ વ્યવસાયોઽસ્મિ સત્ત્વં સત્ત્વવતામહમ્. ૩૬

વૃષ્ણીનાં વાસુદેવોઽસ્મિ પાણ્ડવાનાં ધનંજયઃ,
મુનીનામપ્યહં વ્યાસઃ કવીનામુશના કવિઃ. ૩૭

દણ્ડો દમયતામસ્મિ નીતિરસ્મિ જિગીષતામ્,
મૌનં ચૈવાસ્મિ ગુહ્યાનાં જ્ઞાનં જ્ઞાનવતામહમ્. ૩૮

યચ્ચાપિ સર્વભૂતાનાં બીજં તદહમર્જુન,
ન તદસ્તિ વિના યત્સ્યાન્મયા ભૂતં ચરાચરમ્. ૩૯

નાન્તોઽસ્તિ મમ દિવ્યાનાં વિભૂતીનાં પરંતપ,
એષ તૂદ્દેશતઃ પ્રોક્તો વિભૂતેર્વિસ્તરો મયા. ૪૦

યદ્યદ્વિભૂતિમત્ સત્ત્વં શ્રીમદૂર્જિતમેવ વા,
તત્તદેવાવગચ્છ ત્વં મમ તેજોંઽશસંભવમ્. ૪૧

અથવા બહુનૈતેન કિં જ્ઞાતેન તવાર્જુન,
વિષ્ટભ્યાહમિદં કૃત્સ્નમેકાંશેન સ્થિતો જગત્. ૪૨

દસમો અધ્યાય સંપૂર્ણ

મૃત્યુ હુ સર્વહારી[૨૫] છુ, ઉદ્ભવ હુ ભવિષ્યનો,
સ્ત્રીઓમા કીર્તિ, વાણી, શ્રી, સ્મૃતિ, મેધા,[૨૬] ધૃતિ[૨૭] ક્ષમા. ૩૪

સામોમા હુ બૃહત્સામ, ગાયત્રી સર્વ છન્દમા,
ને માર્ગશીર્ષ[૨૮] માસોમા, ઋતુઓમા વસન્ત હુ. ૩૫

દ્યૂત છુ છળનારાનુ, તેજ તેજસ્વીઓનુ હુ,
જયે હું, વ્યવસાયે હુ, સત્ત્વ હુ સત્ત્વવાનનુ. ૩૬

જાદવોમા જદુનાથ, પાંડવોમા ધનંજય,
વ્યાસ હુ મુનિઓમા ને કવિમા ઉશના કવિ ૩૭

દંડ હુ દમનારાનો, નીતિ હુ જયવાંછુની,
ગુપ્ત ભાવ વિષે મૌન, જ્ઞાનીનુ જ્ઞાન હુ, વળી ૩૮

સૂણ, જે સર્વ ભૂતોનુ બીજ તે હુ જ, અર્જુન,
હુ વિનાનુ નથી લોકે કોઇ ભૂત ચરાચર ૩૯

દિવ્ય મારી વિભૂતિનો નથી અન્ત, પરન્તપ,
આ તો સંક્ષેપમા[૨૯] બોધ્યો મે વિસ્તાર વિભૂતિનો ૪૦

જે જે ઐશ્વર્યવન્તુ ને શ્રીવન્તુ વા પરાક્રમી,
તે તે સૌ જાણ જન્મેલુ મારા જ તેજઅંશથી. ૪૧

અથવા આ ઘણુ જાણ્યે તને શો લાભ, અર્જુન ?
ઊભો છુ એક અંશે હુ ધારીને પૂર્ણ આ જગ ૪૨

દસમો અધ્યાય સંપૂર્ણ

---

૨૪ વિરાટ સ્વરૂપ, બધી બાજુ મુખવાળો ૨૫ સર્વનાશી. ૨૬ બુદ્ધ
૨૭ ધૈર્ય, ધીરજ ૨૮ માગશર ૨૯ ટૂંકાણમા

## અમૃતાઞ્જલિ

### અગિયારમો અધ્યાય

### વિશ્વરૂપદર્શનયોગ

અર્જુન ઉવાચ
મદનુગ્રહાય પરમં ગુહ્યમધ્યાત્મસંજ્ઞિતમ્,
યત્ત્વયોક્તં વચસ્તેન મોહોઽયં વિગતો મમ. ૧

ભવાપ્યયૌ હિ ભૂતાનાં શ્રુતૌ વિસ્તરશો મયા,
ત્વત્તઃ કમલપત્રાક્ષ માહાત્મ્યમપિ ચાવ્યયમ્. ૨

એવમેતદ્યથાત્થ ત્વમાત્માનં પરમેશ્વર,
દ્રષ્ટુમિચ્છામિ તે રૂપમૈશ્વરં પુરુષોત્તમ. ૩

મન્યસે યદિ તચ્છક્યં મયા દ્રષ્ટુમિતિ પ્રભો,
યોગેશ્વર તતો મે ત્વં દર્શયાત્માનમવ્યયમ્. ૪

શ્રીભગવાનુવાચ
પશ્ય મે પાર્થ રૂપાણિ શતશોઽથ સહસ્રશઃ,
નાનાવિધાનિ દિવ્યાનિ નાનાવર્ણાકૃતીનિ ચ ૫

પશ્યાદિત્યાન્વસૂન્રુદ્રાનશ્વિનૌ મરુતસ્તથા,
બહૂન્યદૃષ્ટપૂર્વાણિ પશ્યાશ્ચર્યાણિ ભારત. ૬

## અમૃતાઞ્જલિ

### અગિયારમો અધ્યાય

### વિશ્વરૂપદર્શનયોગ

અર્જુન બોલ્યા

કૃપા કરી પર ગૂઢ બોધ અધ્યાત્મ નામનો,
આપે આપ્યો મને તેથી મારો મોહ ટળી ગયો. ૧

વિસ્તારે આપથી સૂણ્યા ઉત્પત્તિ-નાશ વિશ્વના,
આપનો અવિનાશી જે પ્રભાવ તેય સાંભળ્યો ૨

નિજને વર્ણવો જેમ તેવુ જ પરમેશ્વર,
ઇચ્છુ છુ ઇશ્વરી રૂપ જોવાને પુરુષોત્તમ. ૩

માનો જો શક્ય જોવાનુ મારાથી રૂપ તે, પ્રભો,
તો, યોગેશ, મને આપ અવ્યય રૂપ દાખવો ૪

શ્રી ભગવાન બોલ્યા

તે મારાં દિવ્ય રૂપો જો, જે અનન્ત પ્રકારના,
અનેક લક્ષણોવાળા, ઘણા આકૃતિ-રંગનાં ૫

આદિત્યો, વસુઓ, રુદ્રો, અશ્વિનો, મરુતોય જો,
ઘણા પૂર્વે ન જોયેલા આશ્ચર્યમય રૂપ જો ૬

ઇહૈકસ્થં જગત્કૃત્સ્નં પશ્યાદ્ય સચરાચરમ્,
મમ દેહે ગુડાકેશ યચ્ચાન્યદ્ દ્રષ્ટુમિચ્છસિ. ૭

ન તુ માં શક્યસે દ્રષ્ટુમનેનૈવ સ્વચક્ષુષા,
દિવ્યં દદામિ તે ચક્ષુ પશ્ય મે યોગમૈશ્વરમ્. ૮

સંજય ઉવાચ

એવમુક્ત્વા તતો રાજન્મહાયોગેશ્વરો હરિ,
દર્શયામાસ પાર્થાય પરમં રૂપમૈશ્વરમ્. ૯

અનેકવક્ત્રનયનમનેકાદ્ભુતદર્શનમ્,
અનેકદિવ્યાભરણં દિવ્યાનેકોદ્યતાયુધમ્. ૧૦

દિવ્યમાલ્યામ્બરધરં દિવ્યગન્ધાનુલેપનમ્,
સર્વાશ્ચર્યમયં દેવમનન્તં વિશ્વતોમુખમ્. ૧૧

દિવિ સૂર્યસહસ્રસ્ય ભવેદ્યુગપદુત્થિતા,
યદિ ભા સદૃશી સા સ્યાદ્ભાસસ્તસ્ય મહાત્મન. ૧૨

તત્રૈકસ્થં જગત્કૃત્સ્નં પ્રવિભક્તમનેકધા,
અપશ્યદ્દેવદેવસ્ય શરીરે પાણ્ડવસ્તદા ૧૩

તત સ વિસ્મયાવિષ્ટો હૃષ્ટરોમા ધનંજય,
પ્રણમ્ય શિરસા દેવં કૃતાઞ્જલિરભાષત ૧૪

અર્જુન ઉવાચ

પશ્યામિ દેવાંસ્તવ દેવ દેહે
સર્વાંસ્તથા ભૂતવિશેષસંઘાન્,

આ મારા દેહમા આજ સમગ્ર સચરાચર,
એકસ્થ[1] વિશ્વને જો ને ઇચ્છે જે અન્ય તેય જો. ૭

અશક્ત તુ મને જોવા તારા આ ચર્મચક્ષુથી,
દિવ્યચક્ષુ તને આપુ જો મારો યોગ ઈશ્વરી ૮

સજય બોલ્યા

કહી એવુ પછી, રાજન્! મહાયોગેશ વિષ્ણુએ,
વિરાટરૂપ દર્શાવ્યુ કુન્તીના વીર પુત્રને ૯

જેમા ઘણા મુખો, નેત્રો, ઘણા અદ્દભુત દર્શનો,
ને દિવ્ય ભૂષણો ઝાઝા-સજેલા દિવ્ય આયુધો ૧૦

વસ્ત્ર-માલા ધર્યા દિવ્ય, દિવ્ય ગધોનુ અર્ચન,
સર્વ આશ્ચર્યથી યુક્ત દીધુ વિરાટ દર્શન ૧૧

ઊગે જો સામટી વ્યોમે પ્રભા સહસ્ર[2] સૂર્યની,
કદાચિત્ થાય તેયે તે મહાત્માની પ્રભા સમી ૧૨

દેવોના દેવના દેહે એકસ્થ પૂર્ણ વિશ્વને,
વે'ચાયેલુ ઘણી રીતે અર્જુને જોયુ તે ક્ષણે ૧૩

પછી આશ્ચર્ય પામેલો રોમાચિત ધનજય-
દેવને શિરથી વદી બોલ્યો ભેગા કરી કર ૧૪

અર્જુન બોલ્યા

હે દેવ, દેખુ તુજ દેહમા સૌ
દેવો તથા ભૂતસમૂહ ઝાઝા,

---

૧ એક સ્થાનમા સ્થિત ૨ હજાર

બ્રહ્માણમીશં કમલાસનસ્થ-
મૃષીંશ્ચ સર્વાનુરગાંશ્ચ દિવ્યાન્. ૧૫

અનેકબાહૂદરવક્ત્રનેત્રં
પશ્યામિ ત્વાં સર્વતોઽનન્તરૂપમ્,
નાન્તં ન મધ્યં ન પુનસ્તવાદિં
પશ્યામિ વિશ્વેશ્વર વિશ્વરૂપ ૧૬

કિરીટિનં ગદિનં ચક્રિણં ચ
તેજોરાશિં સર્વતો દીપ્તિમન્તમ્,
પશ્યામિ ત્વાં દુર્નિરીક્ષ્યં સમન્તા-
દ્દીપ્તાનલાર્કદ્યુતિમપ્રમેયમ્. ૧૭

ત્વમક્ષરં પરમં વેદિતવ્યં
ત્વમસ્ય વિશ્વસ્ય પરં નિધાનમ્,
ત્વમવ્યયઃ શાશ્વતધર્મગોપ્તા
સનાતનસ્ત્વં પુરુષો મતો મે. ૧૮

અનાદિમધ્યાન્તમનન્તવીર્ય-
મનન્તબાહું શશિસૂર્યનેત્રમ્,
પશ્યામિ ત્વાં દીપ્તહુતાશવક્ત્રં
સ્વતેજસા વિશ્વમિદં તપન્તમ્. ૧૯

દ્યાવાપૃથિવ્યોરિદમન્તરં હિ
વ્યાપ્તં ત્વયૈકેન દિશશ્ચ સર્વાઃ,

પદ્માસને રાજિત ઇશ–બ્રહ્મા,
ને દિવ્ય સર્પો, ઋષિઓય પૂરા. ૧૫

અનેક આંખો–મુખ–હસ્ત–પેટો,
અનન્તરૂપી સઘળે નિહાળું,
ન આદિ તારો, નહિ મધ્ય–અન્ત–
વિલોકું, વિશ્વેશ્વર! વિશ્વરૂપ! ૧૬

ધાર્યાં ગદા–ચક્ર અને કિરીટ
ચોમેરથી ઉજ્જવલ તેજપુંજ,
પ્રદીપ્ત અગ્નિ–રવિ જ્યોત જેવા
અમાપ દેખું સઘળી દિશામાં. ૧૭

તેથી, પર અક્ષર વેદ્ય[3] આપ
આ વિશ્વનું શ્રેષ્ઠ નિધાન[4] સ્થાન,
અનાશ છો, શાશ્વત ધર્મપાલ,
માનું તમે છો પુરુષ પુરાણ. ૧૮

ન આદિ મધ્યાન્ત, અનન્તવીર્ય!
અગણ્ય હસ્તો, રવિ–સોમ નેત્ર,
પેખું પ્રદીપ્તાગ્નિ સમા મુખાળા–
સ્વતેજથી વિશ્વ તપાવનારા. ૧૯

આ સ્વર્ગ–પૃથ્વી સહ અંતરિક્ષ,[5]
તું એકથી વ્યાપ્ત દિશા સમસ્ત;

---

૩ જાણવા યોગ્ય. ૪ આશ્રય, ભંડાર ૫ અવકાશ

દૃષ્ટ્વાદ્ભુતં રૂપમુગ્રં તવેદં
લોકત્રયં પ્રવ્યથિતં મહાત્મન્. ૨૦

અમી હિ ત્વા સુરસઘા વિશન્તિ
કેચિદ્ભીતાઃ પ્રાઞ્જલયો ગૃણન્તિ,
સ્વસ્તીત્યુક્ત્વા મહર્ષિસિદ્ધસઘા
સ્તુવન્તિ ત્વા સ્તુતિભિ પુષ્કલાભિ ૨૧

રુદ્રાદિત્યા વસવો યે ચ સાધ્યા
વિશ્વેઽશ્વિનૌ મરુતશ્ચોષ્મપાશ્ચ,
ગન્ધર્વયક્ષાસુરસિદ્ધસંઘા
વીક્ષન્તે ત્વા વિસ્મિતાશ્ચૈવ સર્વે. ૨૨

રૂપ મહત્તે બહુવક્ત્રનેત્રં
મહાબાહો બહુબાહૂરુપાદમ્,
બહૂદર બહુદંષ્ટ્રાકરાલ
દૃષ્ટ્વા લોકા પ્રવ્યથિતાસ્તથાઽહમ્ ૨૩

નભસ્પૃશં દીપ્તમનેકવર્ણં
વ્યાત્તાનનં દીપ્તવિશાલનેત્રમ્,
દૃષ્ટ્વા હિ ત્વા પ્રવ્યથિતાન્તરાત્મા
ધૃતિ ન વિન્દામિ શમં ચ વિષ્ણો ૨૪

દંષ્ટ્રાકરાલાનિ ચ તે મુખાનિ
દૃષ્ટ્વૈવ કાલાનલસન્નિભાનિ,
દિશો ન જાને ન લભે ચ શર્મ
પ્રસીદ દેવેશ જગન્નિવાસ. ૨૫

આ દિવ્ય ને ભીષણ ભાળી રૂપ,
પામે, મહાત્મન્! ત્રણ લોક દુઃખ. ૨૦

પ્રવેશતો આ સુરસંઘ તું-માં,
કો હસ્ત જોડી વીનવે ડરેલા,
'કલ્યાણ' ભાખી ઋષિ સિદ્ધ સંઘે,
અસંખ્ય સ્તોત્રે તુજને સ્તવે છે. ૨૧

આદિત્ય, રુદ્રો, વસુ, વિશ્વદેવો,
ને પિતૃઓ, અશ્વિન, વાયુ, સાધ્યો,
ગંધર્વ, યક્ષાસુર સિદ્ધસંઘો;
ભાળે તને વિસ્મય પામી તેઓ. ૨૨

ઘણાં મુખો, લોચન, હસ્ત, પાદો,
જંઘા ઘણી, પેટ, કરાળ દાઢો;
ભાળી તમારું, વિભુ, વિશ્વરૂપ,
વ્યથિત હું ને સહુ સર્વ લોક. ૨૩

આભે અડેલા બહુ વર્ણવાળા,
ખુલ્લા મુખો, દીપ્ત વિશાલ નેત્રો;
ભાળી, પ્રભો! પીડિત અંતરાત્મા
પામું ન હું ધીરજ, શાન્તિ, વિષ્ણો! ૨૪

ને આપનાં ભીષણ દાઢવાળાં,
મુખો વિલોકી પ્રલયાગ્નિ જેવાં,
દિશા ન સૂઝે, સુખયે ન થાય,
પ્રસન્ન હો દેવ! જગન્નિવાસ! ૨૫

અમી ચ ત્વાં ધૃતરાષ્ટ્રસ્ય પુત્રાઃ
સર્વે સહૈવાવનિપાલસંઘૈઃ,
ભીષ્મો દ્રોણ: સૂતપુત્રસ્તથાસૌ
સહાસ્મદીયૈરપિ યોધમુખ્યૈઃ. ૨૬

વક્ત્રાણિ તે ત્વરમાણા વિશન્તિ
દંષ્ટ્રાકરાલાનિ ભયાનકાનિ,
કેચિદ્વિલગ્ના દશનાન્તરેષુ
સંદૃશ્યન્તે ચૂર્ણિતૈરુત્તમાંગૈઃ. ૨૭

યથા નદીનાં બહવોઽમ્બુવેગાઃ
સમુદ્રમેવાભિમુખા દ્રવન્તિ,
તથા તવામી નરલોકવીરા
વિશન્તિ વક્ત્રાણ્યભિવિજ્વલન્તિ. ૨૮

યથા પ્રદીપ્તં જ્વલનં પતંગા
વિશન્તિ નાશાય સમૃદ્ધવેગાઃ,
તથૈવ નાશાય વિશન્તિ લોકા-
સ્તવાપિ વક્ત્રાણિ સમૃદ્ધવેગાઃ. ૨૯

લેલિહ્યસે ગ્રસમાનઃ સમન્તા-
લ્લોકાન્સમગ્રાન્વદનૈર્જ્વલદ્ભિઃ,
તેજોભિરાપૂર્ય જગત્સમગ્રં
ભાસસ્તવોગ્રાઃ પ્રતપન્તિ વિષ્ણો. ૩૦

અને વળી આ ધૃતરાષ્ટ્રપુત્રો,
ને સંગ સર્વે જ ભૂપાલવૃન્દો,
આ કર્ણ, આ દ્રોણ, પિતામહે આ,
સાથે અમારા પણ મુખ્ય યોદ્ધા– ૨૬

પેસે ધસી ભીષણ દાઢવાળાં,
બિહામણાં આ મુખમાં તમારાં,
દીસે વળી દન્તની મધ્ય ચોંટયા,
કોઈક તો મસ્તકચૂર્ણ શૂરા ૨૭

નદી તણા જેમ અસંખ્ય સ્રોત[૬]
વેગે ધસે સાગરમાં જ–તેમ,
જ્વલન્ત[૭] તારા મુખમાં પ્રવેશે,
સર્વે જ શૂરા નરલોકનાથ ૨૮

પેસે પતંગો યથ પ્રદીપ્ત આગે,
ઉતાવળા જેમ સ્વનાશ કાજે,
તારા મુખોમાં પડતા સવેગે,
લોકો ય સૌ તેમ વિનાશ માટે ૨૯

જ્વલન્ત મોઢે ગ્રસતાં બધેથી
ચાટી રહ્યા આપ સમગ્ર સૃષ્ટિ,
પ્રભા વડે વિશ્વ સમસ્ત પૂરી,
વિષ્ણો ! તપે ઉગ્ર પ્રભા તમારી. ૩૦

૬ પ્રવાહ ૭ બળતા

આખ્યાહિ મે કો ભવાનુગ્રરૂપો
નમોઽસ્તુ તે દેવવર પ્રસીદ,
વિજ્ઞાતુમિચ્છામિ ભવન્તમાદ્યં
ન હિ પ્રજાનામિ તવ પ્રવૃત્તિમ્. ૩૧

શ્રીભગવાનુવાચ
કાલોઽસ્મિ લોકક્ષયકૃત્પ્રવૃદ્ધો
લોકાન્સમાહર્તુમિહ પ્રવૃત્તઃ,
ઋતેઽપિ ત્વાં ન ભવિષ્યન્તિ સર્વે
યેઽવસ્થિતા પ્રત્યનીકેષુ યોધાઃ ૩૨

તસ્માત્ત્વમુત્તિષ્ઠ યશો લભસ્વ
જિત્વા શત્રૂન્ભુઙ્ક્ષ્વ રાજ્યં સમૃદ્ધમ્,
મયૈવૈતે નિહતાઃ પૂર્વમેવ
નિમિત્તમાત્રં ભવ સવ્યસાચિન્. ૩૩

દ્રોણં ચ ભીષ્મં ચ જયદ્રથં ચ
કર્ણં તથાન્યાનપિ યોધવીરાન્,
મયા હતાંસ્ત્વં જહિ મા વ્યથિષ્ઠા
યુધ્યસ્વ જેતાસિ રણે સપત્નાન્. ૩૪

સંજય ઉવાચ
એતચ્છ્રુત્વા વચનં કેશવસ્ય
કૃતાઞ્જલિર્વેપમાન કિરીટી,

કો' કોણ છો આપ, કરાલરૂપ ?
દેવેશ ! હો વંદન ! હો પ્રસન્ન !
મુમુક્ષુ છું આપનો, આદ્યસ્વામી,
પ્રવૃત્તિ જાણી શકું ના તમારી. ૩૧

શ્રી ભગવાન બોલ્યા

છું કાલ લોકક્ષયકર[૮] પ્રવૃદ્ધ[૯]
સંહારવા લોક અહીં પ્રવૃત્ત;
તારા વિનાયે નહિ હોય સર્વે
એ સૈન્યમાં સૈનિક જે ખડા તે. ૩૨

તેથી ખડો થા, કર પ્રાપ્ત કીર્તિ,
જીતી અરિ ભોગવ રાજ્ય ઋદ્ધિ;
મેં પૂર્વથી સર્વ હણી મૂક્યા છે;
નિમિત્ત થા કેવલ, સવ્યસાચી.[૧૦] ૩૩

આ ભીષ્મ ને દ્રોણ જયદ્રથે આ,
આ કર્ણ ને અન્ય ઘણાય યોદ્ધા;
મેં છે હણ્યા તું હણ, ખિન્ન થા મા,
જીતીશ વેરી લડ યુદ્ધમાં આ. ૩૪

સંજય બોલ્યા

સુવાક્ય આ કેશવનું સુણીને,
બે હાથ જોડી ધ્રૂજતો કિરીટી;[૧૧]

---

૮ લોકોનો નાશ કરનારો ૯ વૃદ્ધિ પામેલો, વધેલો. ૧૦ ડાબા હાથે પણ ધનુષ્ય સંધાન કરનાર. ૧૧ મુકુટધારી—અર્જુન.

નમસ્કૃત્વા ભૂય એવાહ કૃષ્ણં
સગદ્ગદં ભીતભીતઃ પ્રણમ્ય. ૩૫

અર્જુન ઉવાચ

સ્થાને હૃષીકેશ તવ પ્રકીર્ત્યા
જગત્પ્રહૃષ્યત્યનુરજ્યતે ચ.
રક્ષાંસિ ભીતાનિ દિશો દ્રવન્તિ
સર્વે નમસ્યન્તિ ચ સિદ્ધસંઘાઃ. ૩૬

કસ્માચ્ચ તે ન નમેરન્મહાત્મન્
ગરીયસે બ્રહ્મણોઽપ્યાદિકર્ત્રે,
અનન્ત દેવેશ જગન્નિવાસ
ત્વમક્ષરં સદસત્તત્પરં યત્ ૩૭

ત્વમાદિદેવઃ પુરુષઃ પુરાણ-
સ્ત્વમસ્ય વિશ્વસ્ય પરં નિધાનમ્,
વેત્તાસિ વેદ્યં ચ પરં ચ ધામ
ત્વયા તતં વિશ્વમનન્તરૂપ. ૩૮

વાયુર્યમોઽગ્નિર્વરુણઃ શશાંકઃ
પ્રજાપતિસ્ત્વં પ્રપિતામહશ્ચ,
નમો નમસ્તેઽસ્તુ સહસ્રકૃત્વઃ
પુનશ્ચ ભૂયોઽપિ નમો નમસ્તે. ૩૯

નમઃ પુરસ્તાદથ પૃષ્ઠતસ્તે,
નમોઽસ્તુ તે સર્વત એવ સર્વં,

વંદી–ફરીયે ભયભીત વંદી,
શ્રી કૃષ્ણને કુંઠિત કંઠ[૧૨] ભાખ્યું. ૩૫

અર્જુન બોલ્યા

સ્થાને,[૧૩] હૃષીકેશ,[૧૪] તુજ સ્તુતિથી
સંસાર પામે અતિ હર્ષ–પ્રીતિ,
નાસે દિશામાં ભયભીત દૈત્યો
અને નમે છે સહુ સિદ્ધસંઘો. ૩૬

ના કેમ વંદે તમને ? મહાત્મા !
છો શ્રેષ્ઠ સૌથી, વિધિનાય કર્તા;
અનન્ત ! દેવેશ ! જગન્નિવાસ !
છો સત્–અસત્‌થી પરબ્રહ્મ આપ ૩૭

તમે પરંપુરુષ આદિનાથ,
આ સૃષ્ટિનું શ્રેષ્ઠ નિધાન સ્થાન;
વેત્તા અને વેદ્ય, પરં પદેય,
તમે ભર્યું વિશ્વ, અનન્તરૂપ ! ૩૮

વરુણ, અગ્નિ, યમ, ચન્દ્ર, વાત,[૧૫]
પ્રજાપતિ, બ્રહ્મપિતાય આપ;
હજો નમસ્કાર હજાર વાર !
ફરી હજો વંદન વાર વાર. ૩૯

પ્રત્યક્ષ[૧૬] હો વંદન–હો પરોક્ષ.[૧૭]
હો સૌ દિશે વંદન, સર્વઆત્મ !

૧૨ રૂંધાયેલા અવાજે ૧૩ યોગ્ય. ૧૪ ઇન્દ્રિયોના સ્વામી–શ્રીકૃષ્ણ.
૧૫ વાયુ ૧૬ આગળ, સમક્ષ ૧૭ પાછળ, પૂંઠે.

અનન્તવીર્યામિતવિક્રમસ્ત્વં
સર્વં સમાપ્નોષિ તતોઽસિ સર્વઃ. ૪૦

સખેતિ મત્વા પ્રસભં યદુક્તમ્
હે કૃષ્ણ હે યાદવ હે સખેતિ,
અજાનતા મહિમાનં તવેદં
મયા પ્રમાદાત્પ્રણયેન વાપિ. ૪૧

યચ્ચાવહાસાર્થમસત્કૃતોઽસિ
વિહારશય્યાસનભોજનેષુ,
એકોઽથવાપ્યચ્યુત તત્સમક્ષં
તત્ક્ષામયે ત્વામહમપ્રમેયમ્. ૪૨

પિતાસિ લોકસ્ય ચરાચરસ્ય
ત્વમસ્ય પૂજ્યશ્ચ ગુરુર્ગરીયાન્,
ન ત્વત્સમોઽસ્ત્યભ્યધિકઃ કુતોઽન્યો
લોકત્રયેઽપ્યપ્રતિમપ્રભાવ. ૪૩

તસ્માત્પ્રણમ્ય પ્રણિધાય કાયં
પ્રસાદયે ત્વામહમીશમીડ્યમ્,
પિતેવ પુત્રસ્ય સખેવ સખ્યુઃ
પ્રિયઃ પ્રિયાયાર્હસિ દેવ સોઢુમ્. ૪૪

અદૃષ્ટપૂર્વં હૃષિતોઽસ્મિ દૃષ્ટ્વા
ભયેન ચ પ્રવ્યથિતં મનો મે,

અખૂટ છે શૌર્ય, અનન્ત શક્તિ,<br>
છો સર્વરૂપ જગ વ્યાપ્ત તેથી. ૪૦

પ્રભાવ આ ના કળતાં તમારો,<br>
'હે કૃષ્ણ!' 'હે યાદવ!' 'હે સખે!' જે,<br>
સખા ગણી આગ્રહથી કહ્યું મેં,<br>
પ્રમાદ કે પ્રેમ થકીય ક્યારે. ૪૧

વિહાર શય્યાસન ભોજને મેં<br>
એકાન્ત કે, અચ્યુત,[18] સૌ સમક્ષે,<br>
જે મશ્કરીમાં મરજાદ છાંડી,<br>
તેની ક્ષમા યાચું, અચિન્ત્ય! તારી. ૪૨

સમસ્ત આ વિશ્વ તણા પિતા છો,<br>
ને પૂજ્ય, મોટા ગુરુનાય ગુરુ.<br>
ના તુલ્ય કો અન્ય, વિશેષ ક્યાંથી,<br>
ત્રિલોકમાંયે? અનુપપ્રભાવી![19] ૪૩

તેથી નમી, દેવ! શરીર ઢાળી<br>
માગું છું હું સ્તુત્ય,[20] પ્રભો! કૃપાર્થ,<br>
સહે પિતા પુત્ર સખા સખાને,<br>
પ્રિય પ્રિયા, આપ સહો મનેયે. ૪૪

પૂર્વે અદીઠું અવલોકી હર્ખું,<br>
છતાં ભયે વિહ્વલ[21] ચિત્ત મારું;

---

૧૮ જેનો કદી ક્ષય કે અધોગતિ નથી તે. ૧૯ જેની શક્તિ ઉપમા દઈ ન શકાય એવી છે. ૨૦ સ્તુતિ કરવાને યોગ્ય. ૨૧ અનુગ્રહ માટે. ૨૨ વ્યાકુળ.

તદેવ મે દર્શય દેવ રૂપં
પ્રસીદ દેવેશ જગન્નિવાસ. ૪૫

કિરીટિનં ગદિનં ચક્રહસ્ત-
મિચ્છામિ ત્વાં દ્રષ્ટુમહં તથૈવ,
તેનૈવ રૂપેણ ચતુર્ભુજેન
સહસ્રબાહો ભવ વિશ્વમૂર્તે. ૪૬

શ્રીભગવાનુવાચ

મયા પ્રસન્નેન તવાર્જુનેદં
રૂપં પરં દર્શિતમાત્મયોગાત્,
તેજોમયં વિશ્વમનન્તમાદ્યં
યન્મે ત્વદન્યેન ન દૃષ્ટપૂર્વમ્. ૪૭

ન વેદયજ્ઞાધ્યયનૈર્ન દાનૈ-
ર્ન ચ ક્રિયાભિર્ન તપોભિરુગ્રૈઃ,
એવંરૂપઃ શક્ય અહં નૃલોકે
દ્રષ્ટું ત્વદન્યેન કુરુપ્રવીર. ૪૮

મા તે વ્યથા મા ચ વિમૂઢભાવો
દૃષ્ટ્વા રૂપં ઘોરમીદૃઙ્મમેદં,
વ્યપેતભીઃ પ્રીતમનાઃ પુનસ્ત્વં
તદેવ મે રૂપમિદં પ્રપશ્ય. ૪૯

દાખો મને, દેવ! સ્વરૂપ તે જ
પ્રસન્ન હો, દેવ! જગન્નિવાસ! ૪૫

હાથે ગદા ચક્ર, મુકુટ માથે
એવા જ ઇચ્છુ અવલોકવાને,
થાઓ ચતુર્ભુજ રૂપે ફરીથી
સહસ્રબાહો![23] પ્રભુ! વિશ્વમૂર્તિ! ૪૬

શ્રી ભગવાન બોલ્યા

દાખ્યુ તને, અર્જુન! આત્મયોગે
સ્વરૂપ આ શ્રેષ્ઠ કૃપા કરી મે
વિરાટ, તેજોમય, આદિ, જે તે
પૂર્વે ન દીઠુ તુજ ભિન્ન અન્યે ૪૭

ન વેદથી યજ્ઞ તથા ક્રિયાથી,
ન દાન કે ઉગ્ર[24] તપેય કોથી–
વિલોકવો આમ નૃલોકમાહીં[25]
તારા વિના શક્ય ન, સવ્યસાચી! ૪૮

વ્યથા ન હો કે નવ મૂઢતાય
આવુ વિલોકી મુજ ઉગ્ર રૂપ,
પ્રસન્ન, નિર્ભીત[26] બની, ફરી તુ
વિલોક આ તે જ સ્વરૂપ મારુ ૪૯

---

૨૩ હજારો હાથવાળા ૨૪ દારુણ ૨૫ મનુષ્યલોકમા ૨૬ નીડર

સંજય ઉવાચ

ઇત્યર્જુનં વાસુદેવસ્તથોક્ત્વા
સ્વકં રૂપં દર્શયામાસ ભૂયઃ,
આશ્વાસયામાસ ચ ભીતમેનં
ભૂત્વા પુનઃ સૌમ્યવપુર્મહાત્મા. ૫૦

અર્જુન ઉવાચ

દૃષ્ટ્વેદં માનુષં રૂપં તવ સૌમ્યં જનાર્દન,
ઇદાનીમસ્મિ સંવૃત્તઃ સચેતાઃ પ્રકૃતિં ગતઃ. ૫૧

શ્રીભગવાનુવાચ

સુદુર્દર્શમિદં રૂપં દૃષ્ટવાનસિ યન્મમ,
દેવા અપ્યસ્ય રૂપસ્ય નિત્યં દર્શનકાંક્ષિણઃ. ૫૨

નાહં વેદૈર્ન તપસા ન દાનેન ન ચેજ્યયા,
શક્ય એવંવિધો દ્રષ્ટું દૃષ્ટવાનસિ માં યથા. ૫૩

ભક્ત્યા ત્વનન્યયા શક્ય અહમેવંવિધોઽર્જુન,
જ્ઞાતું દ્રષ્ટું ચ તત્ત્વેન પ્રવેષ્ટું ચ પરંતપ. ૫૪

મત્કર્મકૃન્મત્પરમો મદ્ભક્તઃ સંગવર્જિતઃ,
નિર્વૈરઃ સર્વભૂતેષુ યઃ સ મામેતિ પાણ્ડવ. ૫૫

અગિયારમો અધ્યાય સંપૂર્ણ

સંજય બોલ્યા

આવું કહી અર્જુનને ફરીયે,
દાખ્યું સ્વરૂપ નિજ વાસુદેવે,
પછી પ્રભુએ થઈ સૌમ્યમૂર્તિ
એ ભીતને[27] ધીરજ ખૂબ દીધી ૫૦

અર્જુન બોલ્યા

દેખી આ આપનું શાન્ત જનરૂપ, જનાર્દન !
બની સચેત અત્યારે થયો હું સ્વસ્થ ને સ્થિર ૫૧

શ્રી ભગવાન બોલ્યા

જોયું આ રૂપ મારું જે તે જોવું અતિદુર્લભ,
દેવોયે ઈચ્છતા નિત્ય આ રૂપનું જ દર્શન ૫૨

ન વેદે, ન તપે-દાને અથવા તો ન યજ્ઞથી,
શક્ય હું આમ જોવાવો જોયો તેં જેવી રીતથી ૫૩

શક્ય, અર્જુન ! આ રીતે અનન્ય ભક્તિથી જ તો
તત્ત્વથી જાણવો, જોવો, એકત્વભાવ પામવો ૫૪

મારા માટે કરે કર્મો અસંગ[28] ભક્ત મત્પર,[29]
નિર્વૈર[30] સર્વભૂતે તે પામે મને જ, પાંડવ ! ૫૫

અગિયારમો અધ્યાય સંપૂર્ણ

---

૨૭ ભય પામેલાને. ૨૮ આસક્તિ વિનાનો. ૨૯ મારા પરાયણ ૩૦ વેરભાવ વિનાનો.

# અમૃતાઞ્જલિ

## બારમો અધ્યાય

## ભક્તિયોગ

અર્જુન ઉવાચ

એવં સતતયુક્તા યે ભક્તાસ્ત્વાં પર્યુપાસતે,
યે ચાપ્યક્ષરમવ્યક્તં તેષાં કે યોગવિત્તમાઃ. ૧

શ્રીભગવાનુવાચ

મય્યાવેશ્ય મનો યે માં નિત્યયુક્તા ઉપાસતે,
શ્રદ્ધયા પરયોપેતાસ્તે મે યુક્તતમા મતાઃ. ૨

યે ત્વક્ષરમનિર્દેશ્યમવ્યક્તં પર્યુપાસતે,
સર્વત્રગમચિન્ત્યં ચ કૂટસ્થમચલં ધ્રુવમ્. ૩

સ નિયમ્યેન્દ્રિયગ્રામ સર્વત્ર સમબુદ્ધયઃ,
તે પ્રાપ્નુવન્તિ મામેવ સર્વભૂતહિતે રતાઃ. ૪

ક્લેશોઽધિકતરસ્તેષામવ્યક્તાસક્તચેતસામ્,
અવ્યક્તા હિ ગતિર્દુઃખં દેહવદ્ભિરવાપ્યતે. ૫

યે તુ સર્વાણિ કર્માણિ મયિ સંન્યસ્ય મત્પરાઃ,
અનન્યેનૈવ યોગેન માં ધ્યાયન્ત ઉપાસતે. ૬

## અમૃતાઞ્જલિ

### બારમો અધ્યાય

### ભક્તિયોગ

અર્જુન બોલ્યા

ગૂથાયેલા સદા આમ જે ભક્તો આપને ભજે,
ને જે અક્ષર અવ્યક્ત—તે બેમા શ્રેષ્ઠ કોણુ છે ? ૧

શ્રી ભગવાન બોલ્યા

મારામા મન ગૂથી જે શ્રેષ્ઠ શ્રદ્ધાભર્યા મને,
ધ્યાનમગ્ન ભજે નિત્ય, તે યોગી શ્રેષ્ઠ માન્ય છે. ૨

અને અચિન્ત્ય, અવ્યક્ત, કૂટસ્થ,[૧] અચલ, ધ્રુવ,
સર્વવ્યાપી, અનિર્દેશ્ય,[૨] અક્ષરને ઉપાસતા. ૩

વશી ઇન્દ્રિયસઘાત,[૩] સર્વત્ર સમદર્શી જે,
સર્વભૂતહિતે રક્ત, તેયે મને જ મેળવે. ૪

બ્રહ્મમા ચિત્ત ચોટાડે, તેને શ્રમ ઘણો પડે,
કષ્ટે દેહાભિમાનીથી બ્રહ્મમા ગતિ થાય છે ૫

મારામા સર્વ કર્મોને અર્પી જે મત્પરાયણુ,
અનન્ય યોગથી સેવે સદા ધ્યાન ધરી મુજ ૬

---

૧ સર્વકાળે એકરૂપ રહેનાર. ૨ જેને ચાખી ન શકાય કે આ ૩ ઇન્દ્રિયોનો સમૂહ.

તેષામહં સમુદ્ધર્તા મૃત્યુસંસારસાગરાત્,
ભવામિ નચિરાત્પાર્થ મય્યાવેશિતચેતસામ્. ૭

મય્યેવ મન આધત્સ્વ મયિ બુદ્ધિં નિવેશય,
નિવસિષ્યસિ મય્યેવ અત ઊર્ધ્વં ન સંશય ૮

અથ ચિત્તં સમાધાતું ન શક્નોષિ મયિ સ્થિરમ્,
અભ્યાસયોગેન તતો મામિચ્છાપ્તું ધનંજય ૯

અભ્યાસેઽપ્યસમર્થોઽસિ મત્કર્મપરમો ભવ,
મદર્થમપિ કર્માણિ કુર્વન્સિદ્ધિમવાપ્સ્યસિ. ૧૦

અથૈતદપ્યશક્તોઽસિ કર્તું મદ્યોગમાશ્રિતઃ,
સર્વકર્મફલત્યાગં તતઃ કુરુ યતાત્મવાન્. ૧૧

શ્રેયો હિ જ્ઞાનમભ્યાસાજ્જ્ઞાનાદ્ધ્યાનં વિશિષ્યતે,
ધ્યાનાત્કર્મફલત્યાગસ્ત્યાગાચ્છાન્તિરનન્તરમ્. ૧૨

અદ્વેષ્ટા સર્વભૂતાનાં મૈત્રઃ કરુણ એવ ચ,
નિર્મમો નિરહંકાર સમદુઃખસુખ ક્ષમી. ૧૩

સંતુષ્ટ સતતં યોગી યતાત્મા દૃઢનિશ્ચયઃ,
મય્યર્પિતમનોબુદ્ધિર્યો મદ્ભક્ત સ મે પ્રિય. ૧૪

યસ્માન્નોદ્વિજતે લોકો લોકાન્નોદ્વિજતે ચ ય,
હર્ષામર્ષભયોદ્વેગૈર્મુક્તો યઃ સ ચ મે પ્રિયઃ. ૧૫

મારામય બનેલા તે ભક્તોનો હું ઉતાવળે,
ઉદ્ધારક બનું, પાર્થ, મૃત્યુ-સંસાર-સાગરે. ૭

ગૂંથ તું મન મારામાં, સંલગ્ન બુદ્ધિ હું-મહીં,
તો મારામાં જ નિશંક, તું વસીશ હવે પછી. ૮

જો તારું મન મારામાં નિશ્ચલ ના કરી શકે,
તો, પાર્થ, પામવા ઇચ્છ, અભ્યાસયોગથી મને ૯

અભ્યાસેયે કરે ના તો થા મત્કર્મપરાયણ,*
હું કાજે કરતો કર્મ સિદ્ધિ પામીશ, ભારત! ૧૦

કરી શકે ન આયે તો આલંબી મુજ યોગને,
સર્વકર્મફલો છાંડ રાખીને મન સંયમે. ૧૧

જ્ઞાન અભ્યાસથી શ્રેષ્ઠ, જ્ઞાનથી ધ્યાન ઉત્તમ,
ધ્યાનથી ફલનો ત્યાગ, ત્યાગથી શાન્તિ સત્વર. ૧૨

મિત્ર-ક્ષમા-દયાભાવ, આત્મભાવ જ સર્વમાં,
નિર્મમ, નિરહંકાર, સમાન સુખ-દુઃખમાં. ૧૩

સદા સંતુષ્ટ યોગી જે સંયમી નિશ્ચયે સ્થિર,
મન-બુદ્ધિ મને અર્પ્યાં, તે ભક્ત મુજને પ્રિય. ૧૪

દુઃખી ના લોક જેનાથી ને દુઃખી લોકથી ન જે,
હર્ષ-દ્વેષ-ભયોદ્વેગે[૫] મુક્ત છે, પ્રિય તે મને. ૧૫

---

* કેવળ મારે માટે કર્મ કરવામાં મગ્ન. ૫ ભય અને ક્ષોભથી

અનપેક્ષઃ શુચિર્દક્ષ ઉદાસીનો ગતવ્યથઃ,
સર્વારંભપરિત્યાગી યો મદ્ભક્તઃ સ મે પ્રિયઃ. ૧૬

યો ન હૃષ્યતિ ન દ્વેષ્ટિ ન શોચતિ ન કાંક્ષતિ,
શુભાશુભપરિત્યાગી ભક્તિમાન્યઃ સ મે પ્રિયઃ ૧૭

સમઃ શત્રૌ ચ મિત્રે ચ તથા માનાપમાનયોઃ,
શીતોષ્ણસુખદુઃખેષુ સમઃ સંગવિવર્જિતઃ ૧૮

તુલ્યનિન્દાસ્તુતિર્મૌની સંતુષ્ટો યેન કેનચિત્,
અનિકેતઃ સ્થિરમતિર્ભક્તિમાન્મે પ્રિયો નરઃ ૧૯

યે તુ ધર્મ્યામૃતમિદં યથોક્તં પર્યુપાસતે,
શ્રદ્ધાના મત્પરમા ભક્તાસ્તેઽતીવ મે પ્રિયાઃ ૨૦

બારમો અધ્યાય સંપૂર્ણ

વ્યથાશૂન્ય, સ્પૃહાશૂન્ય, ઉદાસી,[૬] શુદ્ધ, જાગ્રત,
તે સર્વકર્મસંન્યાસી મારો ભક્ત મને પ્રિય ૧૬

હરે ના હર્ષ કે શોક, રાગ કે દ્વેષ ના કરે,
જે શુભાશુભનો ત્યાગી, તે ભક્ત પ્રિય છે મને. ૧૭

સમાન શત્રુ—સ્નેહીમાં તથા માનાપમાનમાં,
ટાઢે—તાપે, સુખેદુઃખે સમ, અસંગ સર્વમાં. ૧૮

સમાન સ્તુતિ ને નિન્દા, મૌની,[૭] સંતુષ્ટ સર્વદા,
સ્થિરમતિ, નિરાધાર, ભક્ત જે પ્રિય તે મને. ૧૯

આ ધર્મામૃત શ્રદ્ધાથી જે વિધિયુક્ત સેવતા,
મને સર્વાત્મ માની, તે ભક્તો પ્યારા મને ઘણા. ૨૦

બારમો અધ્યાય સંપૂર્ણ

---

૬ પક્ષપાતથી રહિત. ૭ ઈશ્વરના સ્વરૂપનું નિરંતર મનન કરનારો.

## અમૃતાઞ્જલિ

### તેરમો અધ્યાય

### ક્ષેત્રક્ષેત્રજ્ઞવિભાગયોગ

શ્રીભગવાનુવાચ

ઇદં શરીરં કૌન્તેય ક્ષેત્રમિત્યભિધીયતે,
એતદ્યો વેત્તિ તં પ્રાહુઃ ક્ષેત્રજ્ઞ ઇતિ તદ્વિદઃ. ૧

ક્ષેત્રજ્ઞં ચાપિ માં વિદ્ધિ સર્વક્ષેત્રેષુ ભારત,
ક્ષેત્રક્ષેત્રજ્ઞયોર્જ્ઞાનં યત્તજ્જ્ઞાનં મતં મમ. ૨

તત્ક્ષેત્રં યચ્ચ યાદૃક્ચ યદ્વિકારિ યતશ્ચ યત્,
સ ચ યો યત્પ્રભાવશ્ચ તત્સમાસેન મે શૃણુ. ૩

ઋષિભિર્બહુધા ગીતં છન્દોભિર્વિવિધૈઃ પૃથક્,
બ્રહ્મસૂત્રપદૈશ્ચૈવ હેતુમદ્ભિર્વિનિશ્ચિતૈઃ. ૪

મહાભૂતાન્યહંકારો બુદ્ધિરવ્યક્તમેવ ચ,
ઇન્દ્રિયાણિ દશૈકં ચ પંચ ચેન્દ્રિયગોચરાઃ. ૫

ઇચ્છા દ્વેષઃ સુખં દુઃખં સંઘાતશ્ચેતના ધૃતિઃ,
એતત્ક્ષેત્રં સમાસેન સવિકારમુદાહૃતમ્. ૬

## અમૃતાઞ્જલિ

### તેરમો અધ્યાય

### ક્ષેત્રક્ષેત્રજ્ઞવિભાગયોગ

#### શ્રી ભગવાન બોલ્યા

ક્ષેત્રક્ષેત્રજ્ઞના જ્ઞાતા કહે ક્ષેત્ર શરીરને,
ને ક્ષેત્રજ્ઞ કહે ક્ષેત્રે વસેલા જાણનારને. ૧

ને, પાર્થ, સર્વ ક્ષેત્રોમા ક્ષેત્રજ્ઞ જાણ તુ મને,
ક્ષેત્રક્ષેત્રજ્ઞનુ જ્ઞાન તે જ છે જ્ઞાન હુ-મતે ૨

સૂણ, તે ક્ષેત્ર જે, જેવુ જ્યાથી, તેમા વિકાર જે,
વળી ક્ષેત્રજ્ઞ જે, જેવો, તે સક્ષેપે કહુ તને ૩

બહુધા[1] ઋષિઓએ ને વેદે વિવિધ મત્રથી,
બ્રહ્મસૂત્રપદે ભાખ્યુ સુનિશ્ચિત પ્રમાણુથી ૪

બુદ્ધિ, પચમહાભૂતો ને અહકાર, પ્રકૃતિ,
મન, દશેન્દ્રિયો તેના પાચેયે વિષયો વળી ૫

ઇચ્છા, દ્વેષ, સુખો, દુખો, ધૃતિ,[2] સઘાત[3], ચેતના,
સક્ષેપમા તને બોધ્યુ વિકારો સહ ક્ષેત્ર આ. ૬

---

૧ અનેક રીતે ૨ ધૈર્ય, ધીરજ ૩ શરીર, ઇન્દ્રિયોનો સમૂહ

અમાનિત્વમદમ્ભિત્વમહિંસા ક્ષાન્તિરાર્જવમ્,
આચાર્યોપાસનં શૌચં સ્થૈર્યમાત્મવિનિગ્રહઃ. ૭

ઇન્દ્રિયાર્થેષુ વૈરાગ્યમનહંકાર એવ ચ,
જન્મમૃત્યુજરાવ્યાધિદુઃખદોષાનુદર્શનમ્. ૮

અસક્તિરનભિષ્વઙ્ગઃ પુત્રદારગૃહાદિષુ,
નિત્યં ચ સમચિત્તત્વમિષ્ટાનિષ્ટોપપત્તિષુ ૯

મયિ ચાનન્યયોગેન ભક્તિરવ્યભિચારિણી,
વિવિક્તદેશસેવિત્વમરતિર્જનસંસદિ. ૧૦

અધ્યાત્મજ્ઞાનનિત્યત્વં તત્ત્વજ્ઞાનાર્થદર્શનમ્,
એતજ્જ્ઞાનમિતિ પ્રોક્તમજ્ઞાનં યદતોઽન્યથા. ૧૧

જ્ઞેયં યત્તત્પ્રવક્ષ્યામિ યજ્જ્ઞાત્વામૃતમશ્નુતે,
અનાદિમત્પરં બ્રહ્મ ન સત્તન્નાસદુચ્યતે. ૧૨

સર્વત પાણિપાદં તત્સર્વતોઽક્ષિશિરોમુખમ્,
સર્વત શ્રુતિમલ્લોકે સર્વમાવૃત્ય તિષ્ઠતિ ૧૩

સર્વેન્દ્રિયગુણાભાસં સર્વેન્દ્રિયવિવર્જિતમ્,
અસક્તં સર્વભૃચ્ચૈવ નિર્ગુણં ગુણભોક્તૃ ચ ૧૪

બહિરન્તશ્ચ ભૂતાનામચરં ચરમેવ ચ,
સૂક્ષ્મત્વાત્તદવિજ્ઞેયં દૂરસ્થં ચાન્તિકે ચ તત્. ૧૫

અમાનીત્વ, અદંભીત્વ, અહિંસા, આર્જવ[૪] ક્ષમા,
આત્મનિગ્રહ ને સ્થૈર્ય,[૫] ગુરુભક્તિ, પવિત્રતા. ૭

વિષયો પ્રતિ વૈરાગ્ય, અહંનો ત્યાગ[૬] તેમજ.
જન્મ-મૃત્યુ-જરા-વ્યાધિ-દુઃખ-દોષોનું દર્શન. ૮

અમૂઢતા, અનાસક્તિ પુત્ર-પત્ની-ગૃહાદિમાં[૭],
ચિત્તની સમતા નિત્ય પ્રિય-અપ્રિય પામતાં. ૯

અનન્ય યોગથી ભક્તિ નિશ્ચલ મુજ એકમાં,
અપ્રીતિ વિષયી સંઘે,[૮] પ્રીતિ એકાન્તવાસમાં. ૧૦

અધ્યાત્મજ્ઞાનમાં નિષ્ઠા, તત્ત્વજ્ઞાનાર્થ ચિંતના,
કહ્યું આ સર્વ તો જ્ઞાન એથી અજ્ઞાન અન્યથા[૯] ૧૧

જે જ્ઞેય[૧૦] તે કહું જેને જાણીને મોક્ષ મેળવે,
તે અનાદિ પરં બ્રહ્મ સત્-અસત્ કથાય તે. ૧૨

સર્વત્ર હસ્ત ને પાદ, નેત્ર, શિર, મુખો બધે,
સર્વત્ર કર્ણ ભૂતોમાં, સર્વને આવરી રહે. ૧૩

સર્વેન્દ્રિયગુણે ભાસે નિરિન્દ્રિય[૧૧] છતાય જે,
નિર્ગુણ, ગુણ ભોક્તાયે, ભર્તા તોયે અસંગ તે. ૧૪

ભૂતોમાં ભૂતની બહાર ને ચરાચર સર્વમાં,
સૂક્ષ્મ તેથી જણાયે ના, દૂર તોયે સમીપમાં ૧૫

---

૪ સરળતા ૫ સ્થિરતા ૬ અહંકારનો ત્યાગ. ૭ ઘર ધન વગેરે.
૮ સમુદાયમાં ૯ વિપરીત, ઊલટું ૧૦ જાણવા યોગ્ય ૧૧ સર્વ ઇન્દ્રિયોથી રહિત.

અવિભક્તં ચ ભૂતેષુ વિભક્તમિવ ચ સ્થિતમ્,
ભૂતભર્તૃ ચ તજ્જ્ઞેયં ગ્રસિષ્ણુ પ્રભવિષ્ણુ ચ. ૧૬

જ્યોતિષામપિ તજ્જ્યોતિસ્તમસઃ પરમુચ્યતે,
જ્ઞાનં જ્ઞેયં જ્ઞાનગમ્યં હૃદિ સર્વસ્ય વિષ્ઠિતમ્. ૧૭

ઇતિ ક્ષેત્રં તથા જ્ઞાનં જ્ઞેયં ચોક્તં સમાસતઃ,
મદ્ભક્ત એતદ્વિજ્ઞાય મદ્ભાવાયોપપદ્યતે. ૧૮

પ્રકૃતિં પુરુષં ચૈવ વિદ્ધ્યનાદી ઉભાવપિ,
વિકારાંશ્ચગુણાંશ્ચૈવ વિદ્ધિ પ્રકૃતિસંભવાન્. ૧૯

કાર્યકરણકર્તૃત્વે હેતુઃ પ્રકૃતિરુચ્યતે,
પુરુષઃ સુખદુઃખાનાં ભોક્તૃત્વે હેતુરુચ્યતે. ૨૦

પુરુષઃ પ્રકૃતિસ્થો હિ ભુંક્તે પ્રકૃતિજાન્ગુણાન્,
કારણં ગુણસંગોઽસ્ય સદસદ્યોનિજન્મસુ. ૨૧

ઉપદ્રષ્ટાનુમન્તા ચ ભર્તા ભોક્તા મહેશ્વરઃ,
પરમાત્મેતિ ચાપ્યુક્તો દેહેઽસ્મિન્પુરુષઃ પરઃ. ૨૨

ય એવં વેત્તિ પુરુષં પ્રકૃતિં ચ ગુણૈઃ સહ,
સર્વથા વર્તમાનોઽપિ ન સ ભૂયોઽભિજાયતે. ૨૩

ધ્યાનેનાત્મની પશ્યન્તિ કેચિદાત્માનમાત્મના,
અન્યે સાંખ્યેન યોગેન કર્મયોગેન ચાપરે. ૨૪

અવિભક્ત[12] છતાંયે તે ભૂતે વિભક્ત શું દિસે,
ભૂતોને જન્મ દે, પોષે, અસોયે[13] તે જ જ્ઞેય છે. ૧૬

જ્યોતિઓનુંય તે જ્યોતિ, પર પ્રકૃતિથી કહ્યું,
જ્ઞાન, જ્ઞેય, જ્ઞાનગમ્ય[14] સર્વનાં હૃદયે રહ્યું. ૧૭

ક્ષેત્ર, જ્ઞાન તથા જ્ઞેય કહ્યાં સંક્ષેપમાં તને,
મારો ભક્ત લહી એને પામે મારા સ્વરૂપને. ૧૮

ક્ષેત્ર–ક્ષેત્રજ્ઞ બંનેયે અનાદિ જાણ તત્ત્વથી,
ગુણ તથા વિકારોને જન્મેલા જાણ ક્ષેત્રથી. ૧૯

કાર્ય, કારણ, કર્તૃત્વે[15] માયા હેતુ કથાય છે.
ભોક્તૃત્વે[16] સુખ–દુઃખોના જીવ હેતુ કથાય છે, ૨૦

ક્ષેત્રજન્ય ગુણો સેવે ક્ષેત્રજ્ઞ ક્ષેત્રમાં રહ્યો,
સદસદ્ યોનિમાં એને જન્માવે ગુણસંગ તો ૨૧

સાક્ષી, સંમતિદાતા ને ભર્તા. ભોક્તા, મહેશ્વર,
કથાયો પરમાત્માયે દેહમાં પુરુષોત્તમ. ૨૨

આ રીતે જે ગુણો સાથે જાણે પુરુષ–પ્રકૃતિ,
સર્વથા વર્તતોયે તે ફરીથી જન્મતો નથી. ૨૩

દેખે છે કોક આત્માને આત્મામાં ધ્યાનયોગથી,
કોઇ તો સાંખ્યયોગે ને વળી કો કર્મયોગથી. ૨૪

---

૧૨ એકરૂપ ૧૩ સંહારે પણ. ૧૪ તત્ત્વજ્ઞાનથી પ્રાપ્ય થનાર ૧૫ કર્તાપણામાં. ૧૬ ભોક્તાપણામાં.

અન્યે ત્વેવમજાનન્તઃ શ્રુત્વાન્યેભ્ય ઉપાસતે,
તેઽપિ ચાતિતરન્ત્યેવ મૃત્યું શ્રુતિપરાયણાઃ. ૨૫

યાવત્સંજાયતે કિંચિત્સત્ત્વં સ્થાવરજંગમમ્,
ક્ષેત્રક્ષેત્રજ્ઞસંયોગાત્તદ્વિદ્ધિ ભરતર્ષભ. ૨૬

સમં સર્વેષુ ભૂતેષુ તિષ્ઠન્તં પરમેશ્વરમ્,
વિનશ્યત્સ્વવિનશ્યન્તં યઃ પશ્યતિ સ પશ્યતિ. ૨૭

સમં પશ્યન્હિ સર્વત્ર સમવસ્થિતમીશ્વરમ્,
ન હિનસ્ત્યાત્મનાત્માનં તતો યાતિ પરાં ગતિમ્. ૨૮

પ્રકૃત્યૈવ ચ કર્માણિ ક્રિયમાણાનિ સર્વશઃ,
યઃ પશ્યતિ તથાત્માનમકર્તારં સ પશ્યતિ. ૨૯

યદા ભૂતપૃથગ્ભાવમેકસ્થમનુપશ્યતિ,
તત એવ ચ વિસ્તારં બ્રહ્મ સંપદ્યતે તદા. ૩૦

અનાદિત્વાન્નિર્ગુણત્વાત્પરમાત્માયમવ્યયઃ,
શરીરસ્થોઽપિ કૌન્તેય ન કરોતિ ન લિપ્યતે. ૩૧

યથા સર્વગતં સૌક્ષ્મ્યાદાકાશં નોપલિપ્યતે,
સર્વત્રાવસ્થિતો દેહે તથાત્મા નોપલિપ્યતે. ૩૨

યથા પ્રકાશયત્યેક કૃત્સ્નં લોકમિમં રવિઃ,
ક્ષેત્રં ક્ષેત્રી તથા કૃત્સ્નં પ્રકાશયતિ ભારત. ૩૩

ક્ષેત્રક્ષેત્રજ્ઞયોરેવમન્તરં જ્ઞાનચક્ષુષા,
ભૂતપ્રકૃતિમોક્ષં ચ યે વિદુર્યાન્તિ તે પરમ્. ૩૪

તેરમો અધ્યાય સંપૂર્ણ

એમ ના જાણતા કો તે શાણાથી સાંભળી ભજે,
શ્રદ્ધાથી બોધ ધારેલા તે પણ મૃત્યુને તરે. ૨૫

ઉત્પન્ન થાય જે કાંઇ વસ્તુ સ્થાવર–જંગમ,
જાણ તે જીવ–માયાના સંયોગથી જ ઊપજે. ૨૬

વિનાશી સર્વ ભૂતોમાં અનાશી પરમાત્મને—
જે સમભાવથી દેખે તે જ યથાર્થ દેખતો. ૨૭

ઇશને જે જુએ તુલ્ય સર્વત્ર સમભાવથી,
આત્માથી ના હણે આત્મા તેથી પામે પરંગતિ. ૨૮

પ્રકૃતિથી જ સૌ કર્મો સર્વથા થાય જાણતો,
ને આત્માને અકર્તા જે દેખે તે યોગ્ય દેખતો. ૨૯

ભૂતોનું ભિન્ન અસ્તિત્વ એકનામા જુએ અને
તેથી વિસ્તારએ દેખે ત્યારે તે બ્રહ્મ મેળવે. ૩૦

જન્મ–વિકાર ના તેથી અવ્યય પરમાત્મ આ
ન કરતો ન લેપાતો શરીરમા રહ્યો છતાં. ૩૧

સર્વવ્યાપક ને સૂક્ષ્મ વ્યોમ અલિપ્ત જેમ છે,
તેમ અલિપ્ત છે આત્મા રહેલો દેહમા બધે ૩૨

પ્રકાશે એકલો સૂર્ય જેમ આ સર્વ વિશ્વને,
પ્રકાશિત કરે તેમ ક્ષેત્રજ્ઞ સર્વ ક્ષેત્રને. ૩૩

ક્ષેત્રક્ષેત્રજ્ઞનો ભેદ, ભૂત–પ્રકૃતિ–મોક્ષ જે,
જ્ઞાનચક્ષુ વડે આમ જાણે, તે મોક્ષ મેળવે. ૩૪

તેરમો અધ્યાય સંપૂર્ણ

## અમૃતાઞ્જલિ

### ચૌદમો અધ્યાય

### ગુણત્રયવિભાગયોગ

શ્રીભગવાનુવાચ

પરં ભૂયઃ પ્રવક્ષ્યામિ જ્ઞાનાનાં જ્ઞાનમુત્તમમ્,
યજ્જ્ઞાત્વા મુનયઃ સર્વે પરાં સિદ્ધિમિતો ગતાઃ ૧

ઇદં જ્ઞાનમુપાશ્રિત્ય મમ સાધર્મ્યમાગતાઃ,
સર્ગેઽપિ નોપજાયન્તે પ્રલયે ન વ્યથન્તિ ચ ૨

મમ યોનિર્મહદ્બ્રહ્મ તસ્મિન્ગર્ભં દધામ્યહમ્,
સંભવઃ સર્વભૂતાનાં તતો ભવતિ ભારત ૩

સર્વયોનિષુ કૌન્તેય મૂર્તયઃ સંભવન્તિ યાઃ,
તાસાં બ્રહ્મ મહદ્યોનિરહં બીજપ્રદઃ પિતા. ૪

સત્ત્વં રજસ્તમ ઇતિ ગુણાઃ પ્રકૃતિસંભવાઃ,
નિબધ્નન્તિ મહાબાહો દેહે દેહિનમવ્યયમ્. ૫

તત્ર સત્ત્વં નિર્મલત્વાત્પ્રકાશકમનામયમ્,
સુખસઙ્ગેન બધ્નાતિ જ્ઞાનસઙ્ગેન ચાનઘ ૬

રજો રાગાત્મકં વિદ્ધિ તૃષ્ણાસઙ્ગસમુદ્ભવમ્,
તન્નિબધ્નાતિ કૌન્તેય કર્મસઙ્ગેન દેહિનમ્. ૭

# અમૃતાઞ્જલિ

## ચૌદમો અધ્યાય

## ગુણત્રયવિભાગયોગ

### શ્રી ભગવાન બોલ્યા

ફરી બોધું પરં જ્ઞાન જે જ્ઞાનોમાંય ઉત્તમ,
જે જાણી મુનિ સૌ પામ્યા દેહાન્તે મોક્ષનું પદ. ૧

જેઓ આ અજ્ઞાન આલંબી પામ્યા મારા સ્વરૂપને,
સૃષ્ટિકાલે ન તે જન્મે, પ્રલયમાંય ના ચલે. ૨

મારું ક્ષેત્ર મહદ્ બ્રહ્મ તેમાં હું સ્થાપુ બીજને,
તેથી સંપૂર્ણ ભૂતોનો, ભારત, જન્મ થાય છે. ૩

સઘળી યોનિઓમાં જે શરીરો જન્મ ધારતાં,
તેમની મા મહામાયા ને ઉત્પાદક હું પિતા. ૪

ક્ષેત્રજન્ય ગુણો જે આ સત્ત્વ, રજ તથા તમ,
બાંધે અવ્યય ક્ષેત્રીને, મહાબાહો, શરીરમાં. ૫

નિર્વિકાર તથા સ્વચ્છ ને પ્રકાશક તે અહીં,
જે સત્ત્વગુણ તે બાંધે જ્ઞાનને સુખસંગથી. ૬

તૃષ્ણા–આસક્તિ જન્માવે રાગાત્મક રજોગુણ,
બાંધે છે તે જ દેહીને કરીને કર્મમોહિત. ૭

તમસ્ત્વજ્ઞાનજં વિદ્ધિ મોહનં સર્વદેહિનામ્,
પ્રમાદાલસ્યનિદ્રાભિસ્તન્નિબધ્નાતિ ભારત ૮

સત્ત્વં સુખે સંજયતિ રજઃ કર્મણિ ભારત,
જ્ઞાનમાવૃત્ય તુ તમઃ પ્રમાદે સંજયત્યુત. ૯

રજસ્તમશ્ચાભિભૂય સત્ત્વં ભવતિ ભારત,
રજઃ સત્ત્વં તમશ્ચૈવ તમઃ સત્ત્વં રજસ્તથા. ૧૦

સર્વદ્વારેષુ દેહેઽસ્મિન્પ્રકાશ ઉપજાયતે,
જ્ઞાનં યદા તદા વિદ્યાદ્વિવૃદ્ધં સત્ત્વમિત્યુત ૧૧

લોભઃ પ્રવૃત્તિરારમ્ભઃ કર્મણામશમઃ સ્પૃહા,
રજસ્યેતાનિ જાયન્તે વિવૃદ્ધે ભરતર્ષભ. ૧૨

અપ્રકાશોઽપ્રવૃત્તિશ્ચ પ્રમાદો મોહ એવ ચ,
તમસ્યેતાનિ જાયન્તે વિવૃદ્ધે કુરુનન્દન ૧૩

યદા સત્ત્વે પ્રવૃદ્ધે તુ પ્રલયં યાતિ દેહભૃત્,
તદોત્તમવિદાં લોકાનમલાન્પ્રતિપદ્યતે. ૧૪

રજસિ પ્રલયં ગત્વા કર્મસંગિષુ જાયતે,
તથા પ્રલીનસ્તમસિ મૂઢયોનિષુ જાયતે ૧૫

કર્મણઃ સુકૃતસ્યાહુ સાત્ત્વિકં નિર્મલં ફલમ્,
રજસસ્તુ ફલં દુઃખમજ્ઞાનં તમસઃ ફલમ્. ૧૬

સત્ત્વાત્સંજાયતે જ્ઞાનં રજસો લોભ એવ ચ,
પ્રમાદમોહૌ તમસો ભવતોઽજ્ઞાનમેવ ચ. ૧૭

તમ અજ્ઞાનથી જન્મે કરે છે મુગ્ધ સર્વને,
બાંધે છે જીવને તે તો નિદ્રા, પ્રમાદ, આળસે. ૮

સત્ત્વ તો સુખમાં જોડે ને રજોગુણ કર્મમાં,
ને તમ આવરી જ્ઞાન જોડે છે જ પ્રમાદમાં. ૯

રજસ્તમ હટાવીને પામે સત્ત્વ વિકાસને,
રજોગુણ તમઃસત્ત્વ, તમ તે રજસત્ત્વને ૧૦

દેહનાં સર્વ દ્વારોમાં જ્ઞાન–પ્રકાશ ઊપજે,
તે સમે જાણવું પામ્યો સત્ત્વગુણ વિકાસને. ૧૧

પ્રવૃત્તિ, કર્મ–આરંભ, અશાન્તિ, લોભ, લાલસા,
રજોગુણ વધે ત્યારે થાય ઉત્પન્ન સર્વ આ ૧૨

પ્રવૃત્તિ ના, વિવેકે ના, હોય પ્રમાદ, મૂઢતા,
તમોગુણ વધે ત્યારે થાય ઉત્પન્ન સર્વ આ ૧૩

સત્ત્વની વૃદ્ધિમાં જ્યારે દેહી ત્યાગે શરીરને,
ત્યારે ઉત્તમ જ્ઞાનીના નિર્મલ લોક મેળવે. ૧૪

રજોગુણ મરી જન્મે કર્મસંગી મનુષ્યમાં,
ને તમસમાં મરેલો તે જન્મે છે મૂઢયોનિમાં. ૧૫

કહે છે પુણ્ય કર્મોનું ફલ સાત્ત્વિક નિર્મલ;
રજનું ફલ છે દુઃખ, અજ્ઞાન તમનુ ફલ ૧૬

જન્મે સત્ત્વગુણે જ્ઞાન, લોભ જન્મે રજોગુણે,
મોહ, પ્રમાદ, અજ્ઞાન ઊપજે છે તમોગુણે. ૧૭

ઊર્ધ્વં ગચ્છન્તિ સત્ત્વસ્થા મધ્યે તિષ્ઠન્તિ રાજસાઃ,
જઘન્યગુણવૃત્તિસ્થા અધો ગચ્છન્તિ તામસાઃ. ૧૮

નાન્યં ગુણેભ્યઃ કર્તારં યદા દ્રષ્ટાનુપશ્યતિ,
ગુણેભ્યશ્ચ પરં વેત્તિ મદ્ભાવં સોઽધિગચ્છતિ ૧૯

ગુણાનેતાનતીત્ય ત્રીન્દેહી દેહસમુદ્ભવાન્,
જન્મમૃત્યુજરાદુઃખૈર્વિમુક્તોઽમૃતમશ્નુતે. ૨૦

અર્જુન ઉવાચ

કૈર્લિઙ્ગૈસ્ત્રીન્ગુણાનેતાનતીતો ભવતિ પ્રભો
કિમાચારઃ કથં ચૈતાંસ્ત્રીન્ગુણાનતિવર્તતે ૨૧

શ્રીભગવાનુવાચ

પ્રકાશં ચ પ્રવૃત્તિં ચ મોહમેવ ચ પાણ્ડવ,
ન દ્વેષ્ટિ સંપ્રવૃત્તાનિ ન નિવૃત્તાનિ કાઙ્ક્ષતિ ૨૨

ઉદાસીનવદાસીનો ગુણૈર્યો ન વિચાલ્યતે,
ગુણા વર્તન્ત ઇત્યેવ યોઽવતિષ્ઠતિ નેઙ્ગતે ૨૩

સમદુઃખસુખઃ સ્વસ્થઃ સમલોષ્ટાશ્મકાઞ્ચનઃ,
તુલ્યપ્રિયાપ્રિયો ધીરસ્તુલ્યનિન્દાત્મસંસ્તુતિઃ. ૨૪

માનાપમાનયોસ્તુલ્યસ્તુલ્યો મિત્રારિપક્ષયોઃ,
સર્વારમ્ભપરિત્યાગી ગુણાતીતઃ સ ઉચ્યતે ૨૫

સત્ત્વગુણી ચડે ઊંચે, રહે મધ્યે રજોગુણી,
ને અધોગતિ પામે છે હીનવૃત્તિ તમોગુણી. ૧૮

ગુણોથી અન્ય કો કર્તા જ્યારે દ્રષ્ટા ન દેખતો,
ગુણાતીત[1] લહે ત્યારે મારું સ્વરૂપ પામતો. ૧૯

કાયાને જન્મ દેનારા આ ત્રણ ગુણ જે ત્યજે,
જન્મ–મૃત્યુ–જરા–દુઃખે છૂટી તે મોક્ષ મેળવે. ૨૦

અર્જુન બોલ્યા

ત્રિગુણાતીતના શા શા લક્ષણો હોય છે, પ્રભો !
આચાર હોય શો તેનો ? ત્રિગુણે કેમ છૂટતો ? ૨૧

શ્રી ભગવાન બોલ્યા

ઊપજ્યાં હોય પ્રવૃત્તિ, પ્રકાશ, મોહ દેહમાં,
તોયે તે ન કરે દ્વેષ, શમે તો ન કરે સ્પૃહા. ૨૨

જે સાક્ષી શો સદા વર્તે, ગુણો દ્વારા ચલે નહિ,
ગુણોને વર્તતા જાણી રહે સ્થિર ડગે નહિ ૨૩

સ્વસ્થ, સમ સુખે–દુઃખે, હેમે–લોહે–રજે–સમ,
તુલ્ય પ્રિયાપ્રિય, ધીર, નિન્દા ને સ્તુતિમાં સમ ૨૪

માનાપમાનમાં[2] તુલ્ય, તુલ્ય શત્રુ–સખા વિષે,
કર્મે કર્તૃત્વનો ત્યાગી, ગુણાતીત કથાય તે ૨૫

---

૧ ત્રણ ગુણોથી પર સચ્ચિદાનંદઘન પરમાત્માને ૨ માન અને અપમાનમાં

## અમૃતાઞ્જલિ

### પંદરમો અધ્યાય

### પુરુષોત્તમયોગ

શ્રીભગવાનુવાચ

ઊર્ધ્વમૂલમધ:શાખમશ્વત્થં પ્રાહુરવ્યયમ્,
છન્દાંસિ યસ્ય પર્ણાનિ યસ્તં વેદ સ વેદવિત્. ૧

અધશ્ચોર્ધ્વં પ્રસૃતાસ્તસ્ય શાખા
ગુણપ્રવૃદ્ધા વિષયપ્રવાલા,
અધશ્ચ મૂલાન્યનુસંતતાનિ
કર્માનુબન્ધીનિ મનુષ્યલોકે. ૨

ન રૂપમસ્યેહ તથોપલભ્યતે
નાન્તો ન ચાદિર્ન ચ સંપ્રતિષ્ઠા,
અશ્વત્થમેનં સુવિરૂઢમૂલ-
મસંગશસ્ત્રેણ દૃઢેન છિત્વા ૩

તતઃ પદં તત્પરિમાર્ગિતવ્યં
યસ્મિન્ગતા ન નિવર્તન્તિ ભૂયઃ,
તમેવ ચાદ્યં પુરુષં પ્રપદ્યે
યતઃ પ્રવૃત્તિઃ પ્રસૃતા પુરાણી ૪

## પંદરમો અધ્યાય

# પુરુષોત્તમયોગ

### શ્રી ભગવાન બોલ્યા

ઊંચે મૂલ, તળે શાખા, જેના છે વેદ પલ્લવો,[1]
એને અવ્યય અશ્વત્થ[2] જાણે, તે વેદ જાણતો. 1

ઊંચે તળે છે પ્રસરેલ ડાળી–
ગુણે વધેલી, વિષયે ફળેલી;
કર્માનુબન્ધી[3] જનલોકમાંહી
વિસ્તીર્ણ નીચે વડવાઈ જેની. 2

એનું અહીં રૂપ ન થાય પ્રાપ્ત
કાં જે ન પાયો, નહિ આદિ–અન્ત,
ઊંડી જડાળા[4] જગ પીપળાને
છેદી ઘણા તીક્ષ્ણ અસંગશસ્ત્રે.[5] 3

પછી ઘટે તે પદ શોધવું કે
જેમાં ગયેલા ફરતા ન પાછા,
હું તે જ સેવું વિભુ આદ્યને જ
પ્રવૃત્તિ જ્યાંથી પ્રસરી અનાદિ. 4

---

1 પાંદડાં. 2 વડ અથવા પીપળો 3 કર્મોના અનુસાર બાંધનારાં. 4 ઊંડાં મૂળવાળા 5 વૈરાગ્યરૂપ શસ્ત્ર વડે

માં ચ યોઽવ્યભિચારેણ ભક્તિયોગેન સેવતે,
સ ગુણાન્સમતીત્યૈતાન્બ્રહ્મભૂયાય કલ્પતે. ૨૬

બ્રહ્મણો હિ પ્રતિષ્ઠાહમમૃતસ્યાવ્યયસ્ય ચ,
શાશ્વતસ્ય ચ ધર્મસ્ય સુખસ્યૈકાન્તિકસ્ય ચ. ૨૭

ચૌદમો અધ્યાય સંપૂર્ણ

મને જે એકનિષ્ઠાથી ભક્તિયોગે સદા ભજે,
તરી આ ત્રિગુણોને તે બ્રહ્મને પાત્ર થાય છે. ૨૬

અમૃતનું, અનાશીનું, આનન્દરૂપ બ્રહ્મનું,
શાશ્વત ધર્મનું, એક અવલંબન હું જ છું. ૨૭

ચૌદમો અધ્યાય સંપૂર્ણ

## અમૃતાઞ્જલિ

### પંદરમો અધ્યાય

### પુરુષોત્તમયોગ

શ્રીભગવાનુવાચ

ઊર્ધ્વમૂલમધઃશાખમશ્વત્થં પ્રાહુરવ્યયમ્,
છન્દાંસિ યસ્ય પર્ણાનિ યસ્તં વેદ સ વેદવિત્. ૧

અધશ્ચોર્ધ્વં પ્રસૃતાસ્તસ્ય શાખા
ગુણપ્રવૃદ્ધા વિષયપ્રવાલાઃ,
અધશ્ચ મૂલાન્યનુસંતતાનિ
કર્માનુબન્ધીનિ મનુષ્યલોકે. ૨

ન રૂપમસ્યેહ તથોપલભ્યતે
નાન્તો ન ચાદિર્ન ચ સંપ્રતિષ્ઠા,
અશ્વત્થમેનં સુવિરૂઢમૂલ-
મસંગશસ્ત્રેણ દૃઢેન છિત્વા. ૩

તતઃ પદં તત્પરિમાર્ગિતવ્યં
યસ્મિન્ગતા ન નિવર્તન્તિ ભૂયઃ,
તમેવ ચાદ્યં પુરુષં પ્રપદ્યે
યતઃ પ્રવૃત્તિઃ પ્રસૃતા પુરાણી. ૪

# અમૃતાઞ્જલિ

## ૫ દરમો અધ્યાય

## પુરુષોત્તમયોગ

### શ્રી ભગવાન બોલ્યા

ઊંચે મૂલ, તલે શાખા, જેના છે વેદ પલ્લવો,[૧]
એને અવ્યય અશ્વત્થ[૨] જાણે, તે વેદ જાણતો. ૧

ઊંચે તલે છે પ્રસરેલ ડાળી—
ગુણે વધેલી, વિષયે ફળેલી,
કર્માનુબન્ધી[૩] જનલોકમાંહી
વિસ્તીર્ણ નીચે વડવાઈ જેની. ૨

એનુ અહીં રૂપ ન થાય પ્રાપ્ત
કો જે ન પાયો, નહિ આદિ–અન્ત,
ઊંડી જડાળા[૪] જગ પીપળાને
છેદી ઘણા તીક્ષ્ણ અસંગશસ્ત્રે.[૫] ૩

પછી ઘટે તે પદ શોધવુ કે
જેમા ગયેલા ફરતા ન પાછા,
હું તે જ સેવું વિભુ આદ્યને જ
પ્રવૃત્તિ જ્યાથી પ્રસરી અનાદિ. ૪

૧ પાંદડા ૨ વડ અથવા પીપળો ૩ કર્મોના અનુસાર બાંધનારી ૪ ઊંડા મૂળવાળા ૫ વૈરાગ્યરૂપ શસ્ત્ર વડે

નિર્માનમોહા જિતસંગદોષા
અધ્યાત્મનિત્યા વિનિવૃત્તકામાઃ,
દ્વન્દ્વૈર્વિમુક્તાઃ સુખદુઃખસંજ્ઞૈ-
ર્ગચ્છન્ત્યમૂઢાઃ પદમવ્યયં તત્. ૫

ન તદ્ભાસયતે સૂર્યો ન શશાંકો ન પાવકઃ,
યદ્ગત્વા ન નિવર્તન્તે તદ્ધામ પરમં મમ. ૬

મમૈવાંશો જીવલોકે જીવભૂતઃ સનાતનઃ,
મનઃષષ્ઠાનીન્દ્રિયાણિ પ્રકૃતિસ્થાનિ કર્ષતિ ૭

શરીરં યદવાપ્નોતિ યચ્ચાપ્યુત્ક્રામતીશ્વરઃ,
ગૃહીત્વૈતાનિ સંયાતિ વાયુર્ગન્ધાનિવાશયાત્. ૮

શ્રોત્રં ચક્ષુઃ સ્પર્શનં ચ રસનં ઘ્રાણમેવ ચ,
અધિષ્ઠાય મનશ્ચાયં વિષયાનુપસેવતે. ૯

ઉત્ક્રામન્તં સ્થિતં વાપિ ભુંજાનં વા ગુણાન્વિતમ્,
વિમૂઢા નાનુપશ્યન્તિ પશ્યન્તિ જ્ઞાનચક્ષુષઃ. ૧૦

યતન્તો યોગિનશ્ચૈનં પશ્યન્ત્યાત્મન્યવસ્થિતમ્,
યતન્તોઽપ્યકૃતાત્માનો નૈનં પશ્યન્ત્યચેતસઃ. ૧૧

યદાદિત્યગતં તેજો જગદ્ભાસયતેઽખિલમ્,
યચ્ચન્દ્રમસિ યચ્ચાગ્નૌ તત્તેજો વિદ્ધિ મામકમ્. ૧૨

ગામાવિશ્ય ચ ભૂતાનિ ધારયામ્યહમોજસા,
પુષ્ણામિ ચૌષધીઃ સર્વાઃ સોમો ભૂત્વા રસાત્મકઃ ૧૩

ન માન કે મોહ ન સંગદોષ,
નિષ્કામ ને આત્મનિમગ્ન નિત્ય;
દ્વન્દ્વો વછૂટ્યાં સુખ–દુઃખનામી,
અમૂઢ પામે પદ તે અનાશી. ૫

પ્રકાશી ના શકે તેને સૂર્ય કે ચંદ્ર અગ્નિયે,
જ્યાં જઈ ન ફરે પાછા તે મારું શ્રેષ્ઠ ધામ છે. ૬

દેહમાં અંશ મારો જ જીવરૂપ સનાતન—
ખેંચે પ્રકૃતિમાંથી તે પાંચ ઇન્દ્રિય ને મન. ૭

ધારે તથા ત્યજે દેહ ત્યારે સાથે જ એમને—
ગ્રહે છે જીવયે જેમ વસ્તુથી વાયુ ગંધને. ૮

કર્ણ, નેત્ર, ત્વચા, જિહ્વા, નાસિકા, મન આશરી,
આ જીવ ભોગવે ભોગ ચાલક[૬] સર્વનો બની. ૯

ત્યાગતો–ધારતો દેહ માણતો ગુણ યુક્ત વા,
મૂઢ જોતા નથી એને જુએ જે જ્ઞાનચક્ષુના. ૧૦

દેખે છે યતિ યોગીઓ એને હૃદયમાં રહ્યો,
યત્નેયે ના શકે દેખી સંસ્કારશૂન્ય મૂઢ તો. ૧૧

વસેલું તેજ સૂર્યે જે પ્રકાશે પૂર્ણ વિશ્વને,
જે ચંદ્રે, અગ્નિમાંયે જે તેજ મારું જ જાણ તે. ૧૨

પ્રવેશી ભૂમમાં ધારું ભૂતોને મુજ શક્તિથી,
પોષું છું ઔષધી સર્વે રસાકર[૭] થઈ શશી. ૧૩

૬ ગતિમાં મૂકનાર, નિયંતા. ૭ રસનો ભંડાર.

અહં વૈશ્વાનરો ભૂત્વા પ્રાણિનાં દેહમાશ્રિતઃ,
પ્રાણાપાનસમાયુક્તઃ પચામ્યન્નં ચતુર્વિધમ્. ૧૪

સર્વસ્ય ચાહં હૃદિ સંનિવિષ્ટો
મત્તઃ સ્મૃતિર્જ્ઞાનમપોહનં ચ
વેદૈશ્ચ સર્વૈરહમેવ વેદ્યો
વેદાન્તકૃદ્વેદવિદેવ ચાહમ્. ૧૫

દ્વાવિમૌ પુરુષૌ લોકે ક્ષરશ્ચાક્ષર એવ ચ,
ક્ષરઃ સર્વાણિ ભૂતાનિ કૂટસ્થોઽક્ષર ઉચ્યતે. ૧૬

ઉત્તમઃ પુરુષસ્ત્વન્યઃ પરમાત્મેત્યુદાહૃતઃ,
યો લોકત્રયમાવિશ્ય બિભર્ત્યવ્યય ઈશ્વરઃ. ૧૭

યસ્માત્ક્ષરમતીતોઽહમક્ષરાદપિ ચોત્તમઃ,
અતોઽસ્મિ લોકે વેદે ચ પ્રથિતઃ પુરુષોત્તમઃ, ૧૮

યો મામેવમસંમૂઢો જાનાતિ પુરુષોત્તમમ્,
સ સર્વવિદ્ભજતિ માં સર્વભાવેન ભારત. ૧૯

ઇતિ ગુહ્યતમં શાસ્ત્રમિદમુક્તં મયાનઘ,
એતદ્બુદ્ધ્વા બુદ્ધિમાન્સ્યાત્ કૃતકૃત્યશ્ચ ભારત. ૨૦

પંદરમો અધ્યાય સંપૂર્ણ

જઠરાગ્નિ થઇને હું પ્રાણીના દેહમાં રહ્યો,
પ્રાણાપાને થઇ યુક્ત પચાવું અન્ન ચોવિધ.[૮] ૧૪

ને હું જ સૌનાં હૃદયે રહું છું,
હું–થી સ્મૃતિ, જ્ઞાન, વિવેક થાય;
ને હું જ છું વેદ્ય બધાય વેદે,
વેદાન્તકર્તા, હું જ વેદવેત્તા. ૧૫

ક્ષર–અક્ષર આ બે જ પુરુષો લોકના વિષે,
સર્વ ભૂતો કહેવાય ક્ષર, કૂટસ્થ અક્ષર. ૧૬

પરમાત્મા કહેવાતો પુરુષોત્તમ અન્ય જે,
વ્યાપી ત્રિલોકને પોષે, અનાશી પરમેશ તે. ૧૭

પર છું ક્ષરથી હું ને અક્ષરથીય ઉત્તમ,
એથી હું લોક ને વેદે પ્રસિદ્ધ પુરુષોત્તમ. ૧૮

જે વિવેકી મને તત્ત્વે જાણે છે પુરુષોત્તમ,
તે સર્વજ્ઞ મને સેવે સર્વભાવે જ, ભારત ! ૧૯

નિગૂઢ[૯]શાસ્ત્ર આ બોધ્યું મેં જે, નિષ્પાપ ભારત !
એ જાણી તત્ત્વવેત્તા ને કૃતાર્થ થાય માનવ. ૨૦

પંદરમો અધ્યાય સંપૂર્ણ

---

૮ ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય અને ચોષ્ય — જે ચાવીને ખાવામાં આવે છે તે ભક્ષ્ય, જે ગળી જવામાં આવે છે તે ભોજ્ય, જે ચાટવામાં આવે છે તે લેહ્ય, જે ચૂસવામાં આવે છે તે ચોષ્ય. ૯ ગુપ્ત.

## અમૃતાઞ્જલિ

### સોળમો અધ્યાય

## દૈવાસુરસંપદ્‌વિભાગયોગ

**શ્રીભગવાનુવાચ**

અભયં સત્ત્વસંશુદ્ધિર્જ્ઞાનયોગવ્યવસ્થિતિ,
દાનં દમશ્ચ યજ્ઞશ્ચ સ્વાધ્યાયસ્તપ આર્જવમ્. ૧

અહિંસાસત્યમક્રોધસ્ત્યાગઃ શાન્તિરપૈશુનમ્,
દયા ભૂતેષ્વલોલુપ્ત્વં માર્દવં હ્રીરચાપલમ્. ૨

તેજઃ ક્ષમા ધૃતિ શૌચમદ્રોહો નાતિમાનિતા,
ભવન્તિ સંપદં દૈવીમભિજાતસ્ય ભારત ૩

દમ્ભો દર્પોઽભિમાનશ્ચ ક્રોધ પારુષ્યમેવ ચ,
અજ્ઞાનં ચાભિજાતસ્ય પાર્થ સંપદમાસુરીમ્. ૪

દૈવી સંપદ્વિમોક્ષાય નિબન્ધાયાસુરી મતા,
મા શુચઃ સંપદં દૈવિમભિજાતોઽસિ પાણ્ડવ ૫

દ્વૌ ભૂતસર્ગૌ લોકેઽસ્મિન્દૈવ આસુર એવ ચ,
દૈવો વિસ્તરશ પ્રોક્ત આસુરં પાર્થ મે શૃણુ. ૬

## અમૃતાઞ્જલિ

### સોળમો અધ્યાય

### દૈવાસુરસંપદ્વિભાગયોગ

**શ્રી ભગવાન બોલ્યા**

અભય, સત્ત્વની શુદ્ધિ,[1] સુનિષ્ઠા જ્ઞાનયોગમાં,[2]
નિગ્રહ,[3] દાન ને યજ્ઞ, સ્વાધ્યાય, તપ, આર્જવ.[4] ૧

અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાન્તિ, અલોલતા,
અનિન્દા, સ્થિરતા, લજ્જા, મૃદુતા ભૂતમાં દયા. ૨
તેજ, અમાન, અદ્રોહ, ધૈર્ય, શૌચ તથા ક્ષમા,
દૈવી સ્વભાવમાં જન્મે તેનાં આ લક્ષણો બધાં. ૩

અજ્ઞાન, દંભ[5] ને દર્પ,[6] માન, ક્રોધ, કઠોરતા,
આસુરી સંપદે જન્મે તેના આ લક્ષણો બધાં. ૪

મોક્ષદા[7] સંપદા દૈવી, આસુરી બન્ધકારિણી,
ચિન્તા ના કર જન્મ્યો તું દૈવી સંપત્તિને લઇ. ૫

દૈવી ને આસુરી બે છે ભૂતોની સૃષ્ટિ આ જગે
કહી વિસ્તારથી દૈવી, સાભળ આસુરી હવે ૬

---

૧ અંતઃકરણની નિર્મળતા ૨ જ્ઞાન અને યોગમાં ૩ ઇન્દ્રિયોનો ૪ સરળતા.
૫ ઢોળ, ઢોંગ. ૬ અહંકાર ૭ મોક્ષ દેનારી

પ્રવૃત્તિં ચ નિવૃત્તિં ચ જના ન વિદુરાસુરાઃ,
ન શૌચં નાપિ ચાચારો ન સત્યં તેષુ વિદ્યતે. ७

અસત્યમપ્રતિષ્ઠં તે જગદાહુરનીશ્વરમ્,
અપરસ્પરસંભૂતં કિમન્યત્કામહૈતુકમ્. ८

એતાં દૃષ્ટિમવષ્ટભ્ય નષ્ટાત્માનોઽલ્પબુદ્ધયઃ,
પ્રભવન્ત્યુગ્રકર્માણઃ ક્ષયાય જગતોઽહિતાઃ. ९

કામમાશ્રિત્ય દુષ્પૂરં દમ્ભમાનમદાન્વિતાઃ,
મોહાદ્ગૃહીત્વાસદ્ગ્રાહાન્પ્રવર્તન્તેઽશુચિવ્રતાઃ. १०

ચિન્તામપરિમેયાં ચ પ્રલયાન્તામુપાશ્રિતાઃ,
કામોપભોગપરમા એતાવદિતિ નિશ્ચિતાઃ. ११

આશાપાશશતૈર્બદ્ધાઃ કામક્રોધપરાયણાઃ,
ઈહન્તે કામભોગાર્થમન્યાયેનાર્થસંચયાન્. १२

ઇદમદ્ય મયા લબ્ધમિમં પ્રાપ્સ્યે મનોરથમ્,
ઇદમસ્તીદમપિ મે ભવિષ્યતિ પુનર્ધનમ્. १३

અસૌ મયા હતઃ શત્રુર્હનિષ્યે ચાપરાનપિ,
ઈશ્વરોઽહમહં ભોગી સિદ્ધોઽહં બલવાન્સુખી. १४

આઢ્યોઽભિજનવાનસ્મિ કોઽન્યોઽસ્તિ સદૃશો મયા,
યક્ષ્યે દાસ્યામિ મોદિષ્ય ઇત્યજ્ઞાનવિમોહિતાઃ. १५

પ્રવૃત્તિ કે નિવૃત્તિને ન જાણે આસુરી જન,
તેઓમાં શુદ્ધિ, આચાર કે નથી સત્યભાષણ. ૭

કહે તે વિશ્વને મિથ્યા, નિરીશ્વર, નિરાશ્રિત,
અન્યોન્યયોગથી જન્મ્યું બીજું શું? કામ હેતુ જ. ૮

એ મિથ્યા માન્યતા માની નષ્ટાત્મા,[૮] મંદબુદ્ધિના,
ઉગ્રકર્મી[૯] ક્ષયાર્થે જ જન્મે છે શત્રુ વિશ્વના. ૯

અતૃપ્ત કામને સેવે, દંભ-માન-મદે ભર્યા,
મોહે દુરાગ્રહો ધારી પાપાચારી પ્રવર્તતા. ૧૦

મૃત્યુ સુધી રહે એવી ચિન્તા અનન્ત સેવતા,
વિષયભોગને માત્ર શ્રેષ્ઠ આનન્દ માનતા. ૧૧

આશાના પાશથી બદ્ધ, કામક્રોધપરાયણ,
ઇચ્છે છે કામ ભોગાર્થે અન્યાયે અર્થસંગ્રહ.[૧૦] ૧૨

આજ તો મેળવ્યું આ ને આ આશા ફળશે વળી,
આટલું ધન આ છે ને આવે મારું થશે પછી. ૧૩

આ શત્રુને હણ્યો મેં ને હણીશ અન્યયે વળી,
હું ઇશ્વર તથા ભોગી, હું સિદ્ધ, બળિયો, સુખી. ૧૪

શ્રીમન્ત છું, કુલીને છું, કોણ છે અન્ય હું-સમો?
યજ્ઞ-દાન કરું, રાચું, કહે અજ્ઞાનથી મૂઢો. ૧૫

---

૮ જેમનો સ્વભાવ નષ્ટ થયો છે એવા ૯ ક્રૂર કર્મો કરનારા ૧૦ ધન વગેરેનો સંગ્રહ

અનેકચિત્તવિભ્રાન્તા મોહજાલસમાવૃતાઃ,
પ્રસક્તાઃ કામભોગેષુ પતન્તિ નરકેઽશુચૌ. ૧૬

આત્મસંભાવિતાઃ સ્તબ્ધા ધનમાનમદાન્વિતાઃ,
યજન્તે નામયજ્ઞૈસ્તે દમ્ભેનાવિધિપૂર્વકમ્. ૧૭

અહંકારં બલં દર્પં કામં ક્રોધં ચ સંશ્રિતાઃ
મામાત્મપરદેહેષુ પ્રદ્વિષન્તોઽભ્યસૂયકાઃ. ૧૮

તાનહં દ્વિષતઃ ક્રૂરાન્સંસારેષુ નરાધમાન્,
ક્ષિપામ્યજસ્રમશુભાનાસુરીષ્વેવ યોનિષુ. ૧૯

આસુરીં યોનિમાપન્ના મૂઢા જન્મનિ જન્મનિ,
મામપ્રાપ્યૈવ કૌન્તેય તતો યાન્ત્યધમાં ગતિમ્. ૨૦

ત્રિવિધં નરકસ્યેદં દ્વારં નાશનમાત્મનઃ,
કામઃ ક્રોધસ્તથા લોભસ્તસ્માદેતત્ત્રયં ત્યજેત્. ૨૧

એતૈર્વિમુક્તઃ કૌન્તેય તમોદ્વારૈસ્ત્રિભિર્નરઃ,
આચરત્યાત્મનઃ શ્રેયસ્તતો યાતિ પરાં ગતિમ્. ૨૨

યઃ શાસ્ત્રવિધિમુત્સૃજ્ય વર્તતે કામકારતઃ,
ન સ સિદ્ધિમવાપ્નોતિ ન સુખં ન પરાં ગતિમ્. ૨૩

તસ્માચ્છાસ્ત્રં પ્રમાણં તે કાર્યાકાર્યવ્યવસ્થિતૌ,
જ્ઞાત્વા શાસ્ત્રવિધાનોક્તં કર્મ કર્તુમિહાર્હસિ. ૨૪

સોળમો અધ્યાય સંપૂર્ણ

અતિ સંકલ્પથી ભૂલ્યા ફસાયા મોહજાળમાં,
ઘોર નરકમાં કૂપે ઓહેલા કામભોગમાં. ૧૬

ધનમાનમદોન્મત્ત, આત્મશ્લાઘી,[૧૧] અનમ્ર તે,
દંભથી વિધિને ત્યાગી જે યજ્ઞો નામના કરે ૧૭

બલ, દર્પ, અહંકાર, કામ ને ક્રોધ સેવતા,
દ્વેષી દ્વેષ કરે મારો નિજ ને પર દેહમાં. ૧૮

એવા ક્રૂર તથા દ્વેષી નરોમાં નીચ તેમને,
આસુરી યોનિમા નાખું હું સદા લોકના વિષે. ૧૯

આસુરી યોનિ પામેલા તે મૂઢો જન્મ–જન્મમાં,
મને ન પામતા તેથી અધમગતિને પામતા. ૨૦

કામ, ક્રોધ તથા લોભ–નરકદ્વાર આ ત્રણ,
આત્માનો કરતા નાશ તેથી તે ત્યાગવા ત્રણ. ૨૧

આ ત્રણ તમદ્વારોથી થયેલો મુક્ત માનવી,
આત્માનું આચરે શ્રેય તેથી પામે પરગતિ. ૨૨

જે શાસ્ત્રવિધિને ત્યાગી પ્રવર્તે છે સ્વતર્કથી,
તે ન તો સિદ્ધિ પામે છે, ન સુખ કે પરગતિ ૨૩

કાર્ય–અકાર્ય સબધે તને શાસ્ત્ર પ્રમાણ છે,
નિર્મેલ શાસ્ત્રનું કર્મ જાણી આચરવુ ઘટે. ૨૪

સોળમો અધ્યાય સંપૂર્ણ

---

૧૧ પોતાની જ પ્રશંસા કરનાર.

## અમૃતાઞ્જલિ

### સત્તરમો અધ્યાય

### શ્રદ્ધાત્રયવિભાગયોગ

અર્જુન ઉવાચ

યે શાસ્ત્રવિધિમુત્સૃજ્ય યજન્તે શ્રદ્ધયાન્વિતા,
તેષાં નિષ્ઠા તુ કા કૃષ્ણ સત્ત્વમાહો રજસ્તમ 1

શ્રીભગવાનુવાચ

ત્રિવિધા ભવતિ શ્રદ્ધા દેહિનાં સા સ્વભાવજા,
સાત્ત્વિકી રાજસી ચૈવ તામસી ચેતિ તાં શૃણુ 2

સત્ત્વાનુરૂપા સર્વસ્ય શ્રદ્ધા ભવતિ ભારત,
શ્રદ્ધામયોઽયં પુરુષો યો યચ્છ્રદ્ધઃ સ એવ સ 3

યજન્તે સાત્ત્વિકા દેવાન્યક્ષરક્ષાંસિ રાજસા,
પ્રેતાન્ભૂતગણાંશ્ચાન્યે યજન્તે તામસા જના 4

અશાસ્ત્રવિહિતં ઘોરં તપ્યન્તે યે તપો જના,
દમ્ભાહઙ્કારસંયુક્તા કામરાગબલાન્વિતા 5

કર્ષયન્ત શરીરસ્થં ભૂતગ્રામમચેતસ,
માં ચૈવાન્તઃશરીરસ્થં તાન્વિદ્ધ્યાસુરનિશ્ચયાન્ 6

# અમૃતાઞ્જલિ

## સત્તરમો અધ્યાય

## શ્રદ્ધાત્રયવિભાગયોગ

### અર્જુન બોલ્યા

જે શાસ્ત્રવિધિને ત્યાગી પૂજે આસ્તિકબુદ્ધિથી,
સાત્ત્વિકી, રાજસી વા શું તામસી સ્થિતિ[1] તેમની ? ૧

### શ્રી ભગવાન બોલ્યા

સ્વભાવથી મનુષ્યોની શ્રદ્ધા છે ત્રણ જાતની,
સાત્ત્વિકી, રાજસી ત્રીજી તામસી, સૂણ તે બધી ૨

સત્ત્વ સરીખડી શ્રદ્ધા હોય, ભારત, સર્વની,
શ્રદ્ધા જેવી સ્વયં તેવો, આ શ્રદ્ધામય માનવી ૩

સાત્ત્વિકો દેવતા પૂજે, રાજસો યક્ષ–રાક્ષસો,
પૂજે ભૂતગણો, પ્રેતો, ત્રીજા જે તામસી જનો. ૪

દંભી, કામી, અહંકારી ને રાગી લોક તો વળી,
ઘોર તપ તપે છે જે શાસ્ત્રવિધિ ત્યજી બધી. ૫

દેહસ્થ[2] પંચભૂતો ને હૃદયસ્થ[3] મને વળી,
શોષે જે અવિવેકી તે જાણ આસુરનિશ્ચયી ૬

---

૧ નિષ્ઠા, શ્રદ્ધા ૨ દેહમાં સ્થિત ૩ હૃદયમાં સ્થિત

આહારસ્ત્વપિ સર્વસ્ય ત્રિવિધો ભવતિ પ્રિય ,
યજ્ઞસ્તપસ્તથા દાનં તેષા ભેદમિમં શૃણુ ૭

આયુ સત્ત્વબલારોગ્યસુખપ્રીતિવિવર્ધના ,
રસ્યા સ્નિગ્ધા સ્થિરા હૃદ્યા આહારા સાત્ત્વિકપ્રિયા . ૮

કટ્વમ્લલવણાત્યુષ્ણતીક્ષ્ણરૂક્ષવિદાહિન ,
આહારા રાજસસ્યેષ્ટા દુ ખશોકામયપ્રદા ૯

યાતયામં ગતરસં પૂતિ પર્યુષિતં ચ યત્ ,
ઉચ્છિષ્ટમપિ ચામેધ્યં ભોજનં તામસપ્રિયમ્ ૧૦

અફલાકાઙ્ક્ષિભિર્યજ્ઞો વિધિદષ્ટો ય ઇજ્યતે,
યષ્ટવ્યમેવેતિ મન સમાધાય સ સાત્ત્વિક . ૧૧

આભસન્ધાય તુ ફલં દમ્ભાર્થમપિ ચૈવ યત્ ,
ઇજ્યતે ભરતશ્રેષ્ઠ તં યજ્ઞં વિદ્ધિ રાજસમ્ . ૧૨

વિધિહીનમસૃષ્ટાન્નં મન્ત્રહીનમદક્ષિણમ્ ,
શ્રદ્ધાવિરહિતં યજ્ઞં તામસં પરિચક્ષતે ૧૩

દેવદ્વિજગુરુપ્રાજ્ઞપૂજનં શૌચમાર્જવમ્ ,
બ્રહ્મચર્યમહિંસા ચ શારીરં તપ ઉચ્યતે ૧૪

અનુદ્વેગકરં વાક્યં સત્યં પ્રિયહિતં ચ યત્ ,
સ્વાધ્યાયાભ્યસનં ચૈવ વાઙ્મયં તપ ઉચ્યતે. ૧૫

સર્વને હોય છે વહાલાં ભોજન ત્રણ જાતનાં,
તેમ યજ્ઞ, તપે, દાને સુણ આ ભેદ સર્વના. ૭

બલ, બુદ્ધિ, સુખારોગ્ય,[૪] પ્રીતિ, આયુષ્યવર્ધક,[૫]
સ્વાદુ, સુદા,[૬] સ્થિર, સ્નિગ્ધ[૭] આહારો સાત્વિકપ્રિય. ૮

કડુ, ખાટા, ઘણા ઊના, ખારા, લૂખા, વિદાહક,[૮]
દે કષ્ટ, શોક ને રોગ, આહારો રાજસપ્રિય. ૯

રસવિયુક્ત, ગંધાતો, અર્ધપક્વ, નિષિદ્ધ ને,
વાસી, ઉચ્છિષ્ટ આહાર તામસી જનને પ્રિય. ૧૦

ફલ-આશા પરિત્યાગી માત્ર કર્તવ્યબુદ્ધિથી,
શાન્તચિત્તે કરે યજ્ઞ વિધિપૂર્વક સાત્ત્વિક. ૧૧

જે ફલે કામના રાખી, કેવલ દંભ અર્થ જ,
જે યજ્ઞ થાય, કૌન્તેય, જાણ તે યજ્ઞ રાજસ. ૧૨

ન મંત્રો, વિધિ કે દાન, ન અન્નદાન, દક્ષિણા,
કહ્યો તે તામસી યજ્ઞ, જે યજ્યો ભાવના વિના. ૧૩

દેવ-દ્વિજ-ગુરુ-જ્ઞાની-પૂજન,[૯] શૌચ, આર્જવ,
બ્રહ્મચર્ય, અહિંસા આ કથાય તનનું તપ. ૧૪

સત્ય, અકડુ ને શ્રેય જે સંભાષણ મીઠડું,
તેમ સ્વાધ્યાય, અભ્યાસ, વાણીનું તપ તે કહ્યું. ૧૫

---

૪ સુખ અને આરોગ્ય. ૫ આયુષ્ય વધારનારા ૬ સ્વસાથી ૭ મનને પ્રિય. ૭ ચીકણા. ૮ બાળનારા ૯ દેવ-દ્વિજ-ગુરુ-જ્ઞાનીનું પૂજન.

મન પ્રસાદ સૌમ્યત્વ મૌનમાત્મવિનિગ્રહ,
ભાવસ્રશુદ્ધિરિત્યેતત્તપો માનસમુચ્યતે ૧૬

શ્રદ્ધયા પરયા તપ્ત તપસ્તત્ત્રિવિધ નરૈ,
અફલાકાંક્ષિભિર્યુક્તૈ સાત્વિક પરિચક્ષતે ૧૭

સત્કારમાનપૂજાર્થ તપો દમ્ભેન ચૈવ યત્,
ક્રિયતે તદિહ પ્રોક્ત રાજસ ચલમધ્રુવમ્ ૧૮

મૂઢગ્રાહેણાત્મનો યત્પીડયા ક્રિયતે તપ,
પરસ્યોત્સાદનાર્થં વા તત્તામસમુદાહૃતમ્ ૧૯

દાતવ્યમિતિ યદ્દાન દીયતેઽનુપકારિણે,
દેશે કાલે ચ પાત્રે ચ તદ્દાન સાત્ત્વિક સ્મૃતમ્ ૨૦

યત્તુ પ્રત્યુપકારાર્થં ફલમુદ્દિશ્ય વા પુન,
દીયતે ચ પરિક્લિષ્ટ તદ્દાન રાજસ સ્મૃતમ્ ૨૧

અદેશકાલે યદ્દાનમપાત્રેભ્યશ્ચ દીયતે,
અસત્કૃતમવજ્ઞાત તત્તામસમુદાહૃતમ્ ૨૨

ૐતત્સદિતિ નિર્દેશો બ્રહ્મણસ્ત્રિવિધ સ્મૃત,
બ્રાહ્મણાસ્તેન વેદાશ્ચ યજ્ઞાશ્ચ વિહિતા પુરા ૨૩

તસ્માદોમિત્યુદાહૃત્ય યજ્ઞદાનતપ ક્રિયા,
પ્રવર્તન્તે વિધાનોક્તા સતત બ્રહ્મવાદિનામ્ ૨૪

મનોનિગ્રહ ને મૌન વળી પ્રશાન્તિ ચિત્તની,
સૌમ્યતા,[૧૦] ભાવની શુદ્ધિ, કહ્યું તે તપ માનસી. ૧૬

ફલની કામના ત્યાગી પરં આસ્તિક બુદ્ધિથી,
યોગીજને કરેલું જે તે ત્રિધા તપ સાત્ત્વિકી. ૧૭

સત્કાર—માન—પૂજાર્થે કરે જે તપ દંભથી,
ચલ, અધ્રુવ ભાખેલું લોકે, તે તપ રાજસી. ૧૮

પરના નાશ કાજે કે અન્તર—આત્મને દમી,
દુરાગ્રહે તપે મૂઢો કહ્યું તે તપ તામસી. ૧૯

સાત્ત્વિક દાન તો તે છે—ધારી કર્તવ્યભાવના,
આપે સુપાત્રને દાન, પવિત્ર દેશકાલમાં. ૨૦

રાજસ દાન તો તે છે—પ્રત્યુપકારબુદ્ધિથી,
કે રાખી ફલનું ધ્યેય આપે જે અતિ કલેશથી. ૨૧

તામસી દાન તો તે છે—અયોગ્ય દેશ-કાલમાં,
અપાત્રે દે, ઘણાથી દે કે સત્કાર કર્યા વિના. ૨૨

ૐ તત્ સત્ બ્રહ્મનાં એવાં નામો છે ત્રણ જાતનાં,
તેણે જ વિપ્ર, વેદો ને યજ્ઞો નિર્માણ છે કર્યાં. ૨૩

તેથી ૐ એમ ઉચ્ચારી યજ્ઞ-દાન-તપ-ક્રિયા,
આરંભે બ્રહ્મવાદીઓ વિધિપૂર્વક સર્વદા. ૨૪

તદિત્યનભિસંધાય ફલં યજ્ઞતપઃક્રિયા,
દાનક્રિયાશ્ચ વિવિધા. ક્રિયન્તે મોક્ષકાંક્ષિભિ. ૨૫

સદ્ભાવે સાધુભાવે ચ સદિત્યેતત્પ્રયુજ્યતે,
પ્રશસ્તે કર્મણિ તથા સચ્છબ્દ પાર્થ યુજ્યતે. ૨૬

યજ્ઞે તપસિ દાને ચ સ્થિતિઃ સદિતિ ચોચ્યતે,
કર્મ ચૈવ તદર્થીય સદિત્યેવાભિધીયતે. ૨૭

અશ્રદ્ધયા હુતં દત્તં તપસ્તપ્તં કૃતં ચ યત્,
અસદિત્યુચ્યતે પાર્થ ન ચ તત્પ્રેત્ય નો ઈહ. ૨૮

સત્તરમો અધ્યાય સંપૂર્ણ

એથી તત્ નામ મોક્ષાર્થી આરંભે ફલને ત્યજી—
યજ્ઞ ને તપની ક્રિયા, દાનનીયે જુદી જુદી. ૨૫

સત્ એવો શબ્દ યોજાય સત્ય ને શ્રેષ્ઠ ભાવમા,
તેમ યોજાય સત્ શબ્દ પ્રશસનીય[11] કર્મમા ૨૬

તથા યજ્ઞે, તપે, દાને, નિષ્ઠા જે તેય સત્ કહી,
તે અર્થે જે થતી ક્રિયા તે સઘળીય સત્ કહી. ૨૭

શ્રદ્ધા વિના કર્યાં યજ્ઞ, તપ, દાન કરી ક્રિયા,
અસત્ કથાય તે સર્વ મિથ્યા તે બેઉ લોકમા ૨૮

સત્તરમો અધ્યાય સપૂર્ણ

---

૧૧ શુદ્ધ, ઉત્તમ.

## અમૃતાઞ્જલિ

### અઢારમો અધ્યાય

### મોક્ષસંન્યાસયોગ

અર્જુન ઉવાચ

સન્યાસસ્ય મહાબાહો તત્ત્વમિચ્છામિ વેદિતુમ્,
ત્યાગસ્ય ચ હૃષીકેશ પૃથક્ કેશિનિષૂદન. ૧

શ્રીભગવાનુવાચ

કામ્યાનાં કર્મણા ન્યાસ સન્યાસ કવયો વિદુ,
સર્વકર્મફલત્યાગ પ્રાહુસ્ત્યાગ વિચક્ષણા·. ૨

ત્યાજ્યં દોષવદિત્યેકે કર્મ પ્રાહુર્મનીષિણ',
યજ્ઞદાનતપ·કર્મ ન ત્યાજ્યમિતિ ચાપરે. ૩

નિશ્ચયં શૃણુ મે તત્ર ત્યાગે ભરતસત્તમ,
ત્યાગો હિ પુરુષવ્યાઘ્ર ત્રિવિધ સંપ્રકીર્તિતઃ ૪

યજ્ઞદાનતપ કર્મ ન ત્યાજ્યં કાર્યમેવ તત્,
યજ્ઞો દાનં તપશ્ચૈવ પાવનાનિ મનીષિણામ્. ૫

એતાન્યપિ તુ કર્માણિ સગમ ત્યક્ત્વા ફલાનિ ચ,
કર્તવ્યાનીતિ મે પાર્થ નિશ્ચિતં મતમુત્તમમ્. ૬

# અમૃતાઞ્જલિ

## અઢારમો અધ્યાય

## મોક્ષસંન્યાસયોગ

### અર્જુન બોલ્યા

મહાબાહો હૃષીકેશ, સન્યાસ તેમ ત્યાગના,
તત્ત્વને જાણવા ઇચ્છુ, કેશિહન્તા,[1] જુદું જુદું. ૧

### શ્રી ભગવાન બોલ્યા

સન્યાસ, કામ્ય[2] કર્મોના ત્યાગને પંડિતો કહે,
ને કહે ત્યાગ, જ્ઞાનીઓ કર્મોના ફલ-ત્યાગને. ૨

કો મુનિઓ કહે એમ સદોષ કર્મ ત્યાજ્ય છે,
તપ, દાન તથા યજ્ઞ ત્યાજ્ય ના એમ કો વદે. ૩

ત્યાગ સંબંધમાં મારો નિશ્ચય સૂણ તું હવે,
ત્રણ પ્રકારનો ત્યાગ કહ્યો છે શાસ્ત્રના વિષે. ૪

તપ, દાન તથા યજ્ઞ કર્તવ્ય છે ન ત્યાજ્ય તે,
પવિત્ર કરનારા છે જ્ઞાનીઓનેય આ ત્રણે ૫

કરવા આય કર્મોને ત્યાગીને ફલ-કામના,
આવી છે તે વિષે મારી નિશ્ચિત શ્રેષ્ઠ માન્યતા. ૬

---

૧ કેશિ નામના દૈત્યને મારનારા, શ્રીકૃષ્ણ ૨ પ્રિય વસ્તુની પ્રાપ્તિ માટે યજ્ઞ, તપ, દાન કરવામાં આવે છે એનું નામ કામ્ય કર્મ.

નિયતસ્ય તુ સંન્યાસઃ કર્મણો નોપપદ્યતે,
મોહાત્તસ્ય પરિત્યાગસ્તામસઃ પરિકીર્તિતઃ. ૭

દુઃખમિત્યેવ યત્કર્મ કાયક્લેશભયાત્ત્યજેત્,
સ કૃત્વા રાજસં ત્યાગં નૈવ ત્યાગફલં લભેત્. ૮

કાર્યમિત્યેવ યત્કર્મ નિયતં ક્રિયતેઽર્જુન,
સંગં ત્યક્ત્વા ફલં ચૈવ સ ત્યાગઃ સાત્ત્વિકો મતઃ. ૯

ન દ્વેષ્ટ્યકુશલં કર્મ કુશલે નાનુષજ્જતે,
ત્યાગી સત્ત્વસમાવિષ્ટો મેધાવી છિન્નસંશયઃ ૧૦

ન હિ દેહભૃતા શક્યં ત્યક્તું કર્માણ્યશેષતઃ,
યસ્તુ કર્મફલત્યાગી સ ત્યાગીત્યભિધીયતે. ૧૧

અનિષ્ટમિષ્ટં મિશ્રં ચ ત્રિવિધં કર્મણઃ ફલમ્,
ભવત્યત્યાગિનાં પ્રેત્ય ન તુ સંન્યાસિનાં ક્વચિત્. ૧૨

પંચૈતાનિ મહાબાહો કારણાનિ નિબોધ મે,
સાંખ્યે કૃતાન્તે પ્રોક્તાનિ સિદ્ધયે સર્વકર્મણામ્. ૧૩

અધિષ્ઠાનં તથા કર્તા કરણં ચ પૃથગ્વિધમ્,
વિવિધાશ્ચ પૃથક્ચેષ્ટા દૈવં ચૈવાત્ર પંચમમ્, ૧૪

શરીરવાઙ્મનોભિર્યત્કર્મ પ્રારભતે નરઃ,
ન્યાય્યં વા વિપરીતં વા પંચૈતે તસ્ય હેતવઃ. ૧૫

તત્રૈવં સતિ કર્તારમાત્માનં કેવલં તુ યઃ,
પશ્યત્યકૃતબુદ્ધિત્વાન્ન સ પશ્યતિ દુર્મતિઃ. ૧૬

નિયત કર્મનો ત્યાગ કદી નથી જ શોભતો,
માટે મોહે થતો ત્યાગ શાસ્ત્રે તામસી કહ્યો. ૭

કર્તવ્યને ગણી દુઃખ કાયક્લેશભયે ત્યજે,
તે કરી રાજસ ત્યાગ, ત્યાગ-ફલ ન મેળવે. ૮

કર્તવ્ય ભાવના રાખી જે નિત્ય કર્મ આચરે,
ફલ-આસક્તિને ત્યાગી, તે જ સાત્ત્વિક ત્યાગ છે. ૯

ન રાગ નિત્ય-કર્મોમા, ને દ્વેષ કામ્યમાં નહિ,
તે ત્યાગી સત્ત્વથી યુક્ત સ્થિતપ્રજ્ઞ, અસંશયી. ૧૦

ત્યાગવા કર્મ નિઃશેષ દેહધારી અશક્ત છે,
તેથી કર્મફલત્યાગી તે જ ત્યાગી કથાય છે. ૧૧

સારુ, માઠું તથા મિશ્ર ત્રિવિધ કર્મનું ફલ,
સકામી મેળવે અન્તે સંન્યાસી ના કદી પણ ૧૨

સૌ કર્મો સિદ્ધિને પામે તેમા આ પાંચ હેતુ છે;
જે કહ્યા સાંખ્ય સિદ્ધાન્તે, મારાથી જાણ તેમને. ૧૩

આમા આધાર ને કર્તા, વિવિધ સાધનો અને,
ભિન્ન ભિન્ન ક્રિયા તેમ પાંચમો દૈવ હેતુ છે. ૧૪

શરીર-મન-વાણીથી જે કર્મ નર આદરે,
શાસ્ત્રીય કે અશાસ્ત્રીય તેના આ પાચ હેતુ છે. ૧૫

શુદ્ધાત્માને જુએ કર્તા તેમાં આવું છતાંય જે,
તે દુર્બુદ્ધિ, અસંસ્કારી પેખી શકે ન સત્યને. ૧૬

યસ્ય નાહંકૃતો ભાવો બુદ્ધિર્યસ્ય ન લિપ્યતે,
હત્વાપિ સ ઇમાંલ્લોકાન્ન હન્તિ ન નિબધ્યતે. ૧૭

જ્ઞાનં જ્ઞેયં પરિજ્ઞાતા ત્રિવિધા કર્મચોદના,
કરણં કર્મ કર્તેતિ ત્રિવિધઃ કર્મસંગ્રહ. ૧૮

જ્ઞાનં કર્મ ચ કર્તા ચ ત્રિધૈવ ગુણભેદત',
પ્રોચ્યતે ગુણસંખ્યાને યથાવચ્છૃણુ તાન્યપિ. ૧૯

સર્વભૂતેષુ યેનૈકં ભાવમવ્યયમીક્ષતે,
અવિભક્તં વિભક્તેષુ તજ્જ્ઞાનં વિદ્ધિ સાત્ત્વિકમ્. ૨૦

પૃથક્ત્વેન તુ યજ્જ્ઞાનં નાનાભાવાન્પૃથગ્વિધાન્,
વેત્તિ સર્વેષુ ભૂતેષુ તજ્જ્ઞાનં વિદ્ધિ રાજસમ્. ૨૧

યત્તુ કૃત્સ્નવદેકસ્મિન્કાર્યે સક્તમહૈતુકમ્,
અતત્ત્વાર્થવદલ્પં ચ તત્તામસમુદાહૃતમ્. ૨૨

નિયતં સઙ્ગરહિતમરાગદ્વેષતઃ કૃતમ્,
અફલપ્રેપ્સુના કર્મ યત્તત્સાત્ત્વિકમુચ્યતે ૨૩

યત્તુ કામેપ્સુના કર્મ સાહંકારેણ વા પુન,
ક્રિયતે બહુલાયાસં તદ્રાજસમુદાહૃતમ્, ૨૪

અનુબન્ધં ક્ષયં હિંસામનવેક્ષ્ય ચ પૌરુષમ્,
મોહાદારભ્યતે કર્મ યત્તત્તામસમુચ્યતે ૨૫

અહંકાર નથી જેને, જેની બુદ્ધિ ચલે નહિ,
તે લોકને હણીયે ના હણે, બંધાય ના વળી. ૧૭

જ્ઞાન, જ્ઞેય તથા જ્ઞાતા–ત્રિધા કર્મ પ્રવર્તકો.
ક્રિયા, કરણ ને કર્તા–કર્મના ત્રણ પાલકો. ૧૮

ગુણના ભેદથી ત્રિધા કહેલા સાંખ્યશાસ્ત્રમાં,
જ્ઞાન, કર્મ તથા કર્તા, સૂણ તેનેય શાસ્ત્ર–શા ૧૯

ભિન્ન–ભિન્ન બધા ભૂતે એક અવ્યયભાવને,
અવિભક્ત જુએ જેથી, જાણ તે જ્ઞાન સાત્વિક. ૨૦

જે જ્ઞાને સર્વ ભૂતોમા નાનાભાવો[3] પૃથગ્વિધ[4]
ન્યારા–ન્યારા કરી જાણે, જાણ તે જ્ઞાન રાજસ. ૨૧

જે એક કાર્યમા પૂર્ણ, આસક્ત ને અકારણ,[5]
તત્ત્વાર્થશૂન્ય[6] ને અલ્પ, જાણ તે જ્ઞાન તામસ. ૨૨

જે કર્મ નિત્ય, નિ:સંગ, રાગદ્વેષ વિના કર્યું,
ફલતૃષ્ણા પરિત્યાગી, સાત્વિક કર્મ તે કહ્યું. ૨૩

સકામી વા અહંકારી જન વડે કરાય જે,
અતિ આયાસથી કર્મ તે રાજસી કથાય છે. ૨૪

પરિણામ, હિંસા, હાનિ, સામર્થ્ય સમજ્યા વિના,
આરંભે અવિવેકે જે, તે કર્મ તામસી કહ્યું. ૨૫

---

૩ અનેક ભાવો ૪ ભિન્ન ભિન્ન પ્રકારે ૫ યુક્તિ વિનાનું ૬ તત્ત્વ–અર્થ વિનાનું.

મુક્ત સંગોઽનહંવાદી ધૃત્યુત્સાહસમન્વિત.,
સિદ્ધયસિદ્ધયોર્નિર્વિકારઃ કર્તા સાત્ત્વિક ઉચ્યતે ૨૬

રાગી કર્મફલપ્રેપ્સુર્લુબ્ધો હિંસાત્મકોઽશુચિ',
હર્ષશોકાન્વિતઃ કર્તા રાજસ પરિકીર્તિત'. ૨૭

અયુક્તઃ પ્રાકૃતઃ સ્તબ્ધ' શઠો નૈષ્કૃતિકોઽલસ,
વિષાદી દીર્ઘસૂત્રી ચ કર્તા તામસ ઉચ્યતે ૨૮

બુદ્ધેર્ભેદં ધૃતેશ્ચૈવ ગુણતસ્ત્રિવિધ શૃણુ,
પ્રોચ્યમાનમશેષેણ પૃથક્ત્વેન ધનજય ૨૯

પ્રવૃત્તિં ચ નિવૃત્તિં ચ કાર્યાકાર્યે ભયાભયે,
બન્ધં મોક્ષ ચ યા વેત્તિ બુદ્ધિ' સા પાર્થ સાત્ત્વિકી. ૩૦

યયા ધર્મમધર્મં ચ કાર્યં ચાકાર્યમેવ ચ,
અયથાવત્પ્રજાનાતિ બુદ્ધિ' સા પાર્થ રાજસી. ૩૧

અધર્મં ધર્મમિતિ યા મન્યતે તમસાવૃતા,
સર્વાર્થાન્વિપરીતાંશ્ચ બુદ્ધિ સા પાર્થ તામસી ૩૨

ધૃત્યા યયા ધારયતે મનઃપ્રાણેન્દ્રિયક્રિયા',
યોગેનાવ્યભિચારિણ્યા ધૃતિ સા પાર્થ સાત્ત્વિકી. ૩૩

યયા તુ ધર્મકામાર્થાન્ધૃત્યા ધારયતેઽર્જુન,
પ્રસંગેન ફલાકાંક્ષી ધૃતિ' સા પાર્થ રાજસી ૩૪

નિષ્કામી, નિરહંકારી, ધૈર્ય-ઉત્સાહથી ભર્યો,
હર્ષ-શોકે ન લેપાતો કર્તા સાત્વિક તે કહ્યો. ૨૬

રાગી, કર્મફલાકાંક્ષી,[૭] લોભી, અશુદ્ધ, હિંસક,
હર્ષ ને શોકથી યુક્ત કર્તા રાજસ તે કહ્યો. ૨૭

અસ્થિર, જડ, ગર્વિષ્ઠ, પ્રમાદી, શઠ, શોગિયો,[૮]
દ્વેષી ને દીર્ઘસૂત્રી[૯] જે કર્તા તામસ તે કહ્યો. ૨૮

બુદ્ધિ અને ધૃતિના, પાર્થ, ગુણથી ત્રણ જાતના—
પૂર્ણતાથી કહેવાતા ભેદ વિવેકથી સૂણ. ૨૯

કાર્ય, અકાર્ય, પ્રવૃત્તિ, નિવૃત્તિ ને ભયાભય,
બન્ધ ને મોક્ષ જે જાણે, પાર્થ, તે બુદ્ધિ સાત્વિક. ૩૦

કર્તવ્ય ને અકર્તવ્ય ધર્મ-અધર્મ જે વળી,
જન યથાર્થ જાણે ના તે બુદ્ધિ, પાર્થ, રાજસી. ૩૧

અધર્મ ધર્મ ને અર્થો સૌ વિપરીત માનતી,
અજ્ઞાને આવરેલી જે બુદ્ધિ તે, પાર્થ, તામસી ૩૨

મન-ઇન્દ્રિય-પ્રાણોની ક્રિયાને ધ્યાનયોગથી—
દૃઢ જે ધૃતિથી ધારે, તે ધૃતિ, પાર્થ, સાત્વિકી. ૩૩
ધર્મ-કામ અને અર્થ ધારે છે અતિ રાગથી—
જે ધૃતિથી ફલાકાંક્ષી,[૧૦] તે ધૃતિ, પાર્થ, રાજસી. ૩૪

૭ કર્મના ફળની ઇચ્છાવાળો. ૮ શોક કરવાવાળો. ૯ દીર્ઘસૂત્રી એ કહેવામાં આવે છે જે અલ્પકાળમાં સિદ્ધ થાય એવા સાધારણ કાર્યને પણ કરી લઈશ એવી આશાથી દીર્ઘકાળ સુધી પૂરું કરે નહીં. ૧૦ ફળ ઇચ્છવાવાળો.

યથા સ્વપ્નં ભયં શોકં વિષાદં મદમેવ ચ,
ન વિમુંચતિ દુર્મેધા ધૃતિઃ સા પાર્થ તામસી. ૩૫

સુખં ત્વિદાનીં ત્રિવિધં શ‍ૃણુ મે ભરતર્ષભ,
અભ્યાસાદ્રમતે યત્ર દુઃખાન્તં ચ નિગચ્છતિ. ૩૬

યત્તદગ્રે વિષમિવ પરિણામેઽમૃતોપમમ્,
તત્સુખં સાત્વિકં પ્રોક્તમાત્મબુદ્ધિપ્રસાદજમ્. ૩૭

વિષયેન્દ્રિયસંયોગાદ્યત્તદગ્રેઽમૃતોપમમ્,
પરિણામે વિષમિવ તત્સુખં રાજસં સ્મૃતમ્. ૩૮

યદગ્રે ચાનુબન્ધે ચ સુખં મોહનમાત્મનઃ,
નિદ્રાલસ્યપ્રમાદોત્થં તત્તામસમુદાહૃતમ્. ૩૯

ન તદસ્તિ પૃથિવ્યાં વા દિવિ દેવેષુ વા પુનઃ,
સત્ત્વં પ્રકૃતિજૈર્મુક્તં યદેભિઃ સ્યાત્રિભિર્ગુણૈઃ. ૪૦

બ્રાહ્મણક્ષત્રિયવિશાં શૂદ્રાણાં ચ પરંતપ,
કર્માણિ પ્રવિભક્તાનિ સ્વભાવપ્રભવૈર્ગુણૈઃ. ૪૧

શમો દમસ્તપઃ શૌચં ક્ષાન્તિરાર્જવમેવ ચ,
જ્ઞાનં વિજ્ઞાનમાસ્તિક્યં બ્રહ્મકર્મ સ્વભાવજમ્. ૪૨

શૌર્યં તેજો ધૃતિર્દાક્ષ્યં યુદ્ધે ચાપ્યપલાયનમ્,
દાનમીશ્વરભાવશ્ચ ક્ષાત્રં કર્મ સ્વભાવજમ્. ૪૩

ચિન્તા, ઉન્મત્તતા,[૧૧] નિદ્રા, ભય, વિષણ્ણતા,[૧૨] વળી.
દુર્બુદ્ધિ ના ત્યજે જેથી તે ધૃતિ કહી તામસી. ૩૫

મારાથી સુણ તું, પાર્થ, ત્રિવિધ સુખને હવે,
રાચે અભ્યાસથી જેમાં ને પામે દુ:ખ–અંતને. ૩૬

છે વિષતુલ્ય આરંભે, અન્તે અમૃતતુલ્ય જે,
તે સુખ સાત્ત્વિકી, જન્મે આત્મબુદ્ધિકૃપા વડે. ૩૭

આરંભમાં અમી જેવું અન્તે વિષ સમાન જે,
તે સુખ રાજસી, જન્મે વિષયેન્દ્રિયસંગમે. ૩૮

આરંભે પરિણામેયે આત્માને મુગ્ધ જે કરે,
તે સુખ તામસી, જન્મે પ્રમાદ–ઊંઘ–આળસે ૩૯

આ પ્રકૃતિ વડે જન્મ્યા ત્રિગુણે મુક્ત હોય જે,
તેવું સત્ત્વ નથી ભોમે, સ્વર્ગે કે દેવતા વિષે. ૪૦

બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો ને શૂદ્રોના સ્વભાવથી–
ઊપજેલા ગુણો દ્વારા કર્મો સૌ ભિન્ન ભિન્ન છે. ૪૧

શૌચ, શ્રદ્ધા, ક્ષમા, શાન્તિ, તપ, નિગ્રહ, આર્જવ,
જ્ઞાન, વિજ્ઞાન–એ કર્મો બ્રાહ્મણોનાં સ્વભાવથી. ૪૨

શૌર્ય, તેજ, પ્રજારક્ષા, યુદ્ધથી નાસવું નહિ,
દક્ષતા, દાન ને ધૈર્ય–ક્ષાત્રકર્મો સ્વભાવથી. ૪૩

---

૧૧ મદ ૧૨ શોક

કૃષિગૌરક્ષ્યવાણિજ્યં વૈશ્યકર્મ સ્વભાવજમ્,
પરિચર્યાત્મકં કર્મ શૂદ્રસ્યાપિ સ્વભાવજમ્. ૪૪

સ્વે સ્વે કર્મણ્યભિરતઃ સંસિદ્ધિં લભતે નરઃ,
સ્વકર્મનિરતઃ સિદ્ધિં યથા વિન્દતિ તચ્છૃણુ. ૪૫

યતઃ પ્રવૃત્તિર્ભૂતાનાં યેન સર્વમિદં તતમ્,
સ્વકર્મણા તમભ્યર્ચ્ય સિદ્ધિં વિન્દતિ માનવઃ. ૪૬

શ્રેયાન્સ્વધર્મો વિગુણઃ પરધર્માત્સ્વનુષ્ઠિતાત્,
સ્વભાવનિયતં કર્મ કુર્વન્નાપ્નોતિ કિલ્બિષમ્. ૪૭

સહજં કર્મ કૌન્તેય સદોષમપિ ન ત્યજેત્,
સર્વારમ્ભા હિ દોષેણ ધૂમેનાગ્નિરિવાવૃતા. ૪૮

અસક્તબુદ્ધિઃ સર્વત્ર જિતાત્મા વિગતસ્પૃહઃ,
નૈષ્કર્મ્યસિદ્ધિં પરમાં સંન્યાસેનાધિગચ્છતિ. ૪૯

સિદ્ધિં પ્રાપ્તો યથા બ્રહ્મ તથાપ્નોતિ નિબોધ મે,
સમાસેનૈવ કૌન્તેય નિષ્ઠા જ્ઞાનસ્ય યા પરા ૫૦

બુદ્ધ્યા વિશુદ્ધયા યુક્તો ધૃત્યાત્માનં નિયમ્ય ચ,
શબ્દાદીન્વિષયાંસ્ત્યક્ત્વા રાગદ્વેષૌ વ્યુદસ્ય ચ ૫૧

વિવિક્તસેવી લઘ્વાશી યતવાક્કાયમાનસઃ,
ધ્યાનયોગપરો નિત્યં વૈરાગ્યં સમુપાશ્રિતઃ. ૫૨

કૃષિ,[૧૩] વાણિજ્ય,[૧૪] ગોરક્ષા,[૧૫] વૈશ્યકર્મો સ્વભાવથી,
સેવાસ્વરૂપ કર્મો તે શૂદ્રનાંયે સ્વભાવથી. ૪૪

સ્વકર્મમાં રહી મગ્ન સંસિદ્ધિ જન મેળવે,
જે રીતે મેળવે સિદ્ધિ સ્વકર્મમગ્ન સૂણ તે. ૪૫

જેથી પ્રવૃત્તિ ભૂતોની, સર્વ આ વ્યાપ્ત જે વડે,
તેને સ્વકર્મથી સેવી મનુષ્ય સિદ્ધિ મેળવે ૪૬

ઊણા સ્વધર્મમાં શ્રેય સુસેવ્યા પરધર્મથી,
સહજ કર્મમાં વર્તે પાતક લાગતું નથી. ૪૭

હોય દૂષિતયે તોયે સ્વધર્મ ત્યાગવો નહિ,
ધૂમે[૧૬] અગ્નિ સમાં સર્વે કર્મ આવૃત્ત દોષથી. ૪૮

નિઃસ્પૃહી ને જિતાત્મા જે આસક્તિ ક્યાંય ના કરે,
નૈષ્કર્મ્યની[૧૭] પર સિદ્ધિ તેને સંન્યાસથી મળે. ૪૯

જે રીતે સિદ્ધિ પામેલો પુરુષ બ્રહ્મ મેળવે,
ને જ્ઞાનની પરા નિષ્ઠા સંક્ષેપે જાણ્ હું વડે ૫૦

વિશુદ્ધ બુદ્ધિથી યુક્ત, ધૃતિથી મન સંયમી,
શબ્દાદિ[૧૮] વિષયો ત્યાગી ને રાગ-દ્વેષને હણી. ૫૧

રહે એકાન્તમાં જીતી કાયા—વાચા તથા મન,
એવી વૈરાગ્ય ને નિત્ય ધ્યાનયોગપરાયણ. ૫૨

---

૧૩ ખેતી ૧૪ વેપાર ૧૫ ગોપાલન. ૧૬ ધુમાડાથી ૧૭ નિષ્કર્મપણાની.
૧૮ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ વગેરે

અહંકારં બલં દર્પં કામં ક્રોધં પરિગ્રહમ્,
વિમુચ્ય નિર્મમઃ શાન્તો બ્રહ્મભૂયાય કલ્પતે ૫૩

બ્રહ્મભૂતઃ પ્રસન્નાત્મા ન શોચતિ ન કાંક્ષતિ,
સમઃ સર્વેષુ ભૂતેષુ મદ્ભક્તિં લભતે પરામ્. ૫૪

ભક્ત્યા મામભિજાનાતિ યાવાન્યશ્ચાસ્મિ તત્ત્વતઃ,
તતો માં તત્ત્વતો જ્ઞાત્વા વિશતે તદનન્તરમ્. ૫૫

સર્વકર્માણ્યપિ સદા કુર્વાણો મદ્વ્યપાશ્રયઃ,
મત્પ્રસાદાદવાપ્નોતિ શાશ્વતં પદમવ્યયમ્. ૫૬

ચેતસા સર્વકર્માણિ મયિ સંન્યસ્ય મત્પરઃ,
બુદ્ધિયોગમુપાશ્રિત્ય મચ્ચિત્તઃ સતતં ભવ. ૫૭

મચ્ચિતઃ સર્વદુર્ગાણિ મત્પ્રસાદાત્તરિષ્યસિ,
અથ ચેત્ત્વમહંકારાન્ન શ્રોષ્યસિ વિનઙ્ક્ષ્યસિ. ૫૮

યદહંકારમાશ્રિત્ય ન યોત્સ્ય ઇતિ મન્યસે,
મિથ્યૈષ વ્યવસાયસ્તે પ્રકૃતિસ્ત્વાં નિયોક્ષ્યતિ ૫૯

સ્વભાવજેન કૌન્તેય નિબદ્ધઃ સ્વેન કર્મણા,
કર્તું નેચ્છસિ યન્મોહાત્ કરિષ્યસ્યવશોઽપિ તત્ ૬૦

ઈશ્વરઃ સર્વભૂતાનાં હૃદ્દેશેઽર્જુન તિષ્ઠતિ,
ભ્રામયન્સર્વભૂતાનિ યન્ત્રારૂઢાનિ માયયા. ૬૧

બલ, દર્પ, અહંકાર, કામ, ક્રોધ, પરિગ્રહ—
ત્યાગી, નિર્મમ ને શાન્ત બ્રહ્મને યોગ્ય થાય છે. ૫૩

બ્રહ્મનિષ્ઠ, પ્રસન્નાત્મા,[૧૯] આશા કે શોક ના કરે,
સ્વભાવ સર્વભૂતોમાં તે પરા-ભક્તિ મેળવે. ૫૪

ભક્તિથી તત્ત્વતઃ[૨૦] જાણે જેવો ને જેટલો મને,
મને અનુભવી તત્ત્વે તે પછી મુજમાં ભળે. ૫૫

સર્વદા સર્વ કર્મોયે કરતો મુજ સેવક,
મારા અનુગ્રહે પામે અનાશી ધામ શાશ્વત. ૫૬

સર્વ કર્મો મને અર્પી ચિત્તથી મત્પરાયણ,
સમત્વ બુદ્ધિને સેવી ગૂંથ હું-માં સદા મન. ૫૭

સ્વભાવે સંકટો સર્વે તરીશ મારા અનુગ્રહે,
નહિ સુણ અહંકારે તો શ્રેયભ્રષ્ટ તું થશે. ૫૮

જો અહંકાર સેવી તું માને કે 'નહિ હું લડું,'
તારો નિશ્ચય આ મિથ્યા પ્રકૃતિ પ્રેરશે તને. ૫૯

મોહથી કરવા ના જે ઇચ્છતો અવશેય તે—
સ્વાભાવિક સ્વકર્મોથી બંધાયેલો કરીશ તું. ૬૦

યન્ત્ર આરૂઢ[૨૧] ભૂતોને સ્વમાયાથી ભમાવતા,
ઈશ્વર સર્વ ભૂતોના હૃદયમાં વિરાજતા. ૬૧

---

૧૯ પ્રસન્નચિત્તવાળો ૨૦ તત્ત્વથી ૨૧ બેઠેલા, ઉપર ચઢેલા

તમેવ શરણં ગચ્છ સર્વભાવેન ભારત,
તત્પ્રસાદાત્પરાં શાન્તિં સ્થાનં પ્રાપ્સ્યસિ શાશ્વતમ્. ૬૨

ઇતિ તે જ્ઞાનમાખ્યાતં ગુહ્યાદ્ગુહ્યતરં મયા,
વિમૃશ્યૈતદશેષેણ યથેચ્છસિ તથા કુરુ. ૬૩

સર્વગુહ્યતમં ભૂયઃ શૃણુ મે પરમં વચઃ,
ઇષ્ટોઽસિ મે દૃઢમિતિ તતો વક્ષ્યામિ તે હિતમ્. ૬૪

મન્મના ભવ મદ્ભક્તો મદ્યાજી માં નમસ્કુરુ,
મામેવૈષ્યસિ સત્યં તે પ્રતિજાને પ્રિયોઽસિ મે. ૬૫

સર્વધર્માન્પરિત્યજ્ય મામેકં શરણં વ્રજ,
અહં ત્વા સર્વપાપેભ્યો મોક્ષયિષ્યામિ મા શુચઃ. ૬૬

ઇદં તે નાતપસ્કાય નાભક્તાય કદાચન,
ન ચાશુશ્રૂષવે વાચ્યં ન ચ માં યોઽભ્યસૂયતિ. ૬૭

ય ઇમં પરમં ગુહ્યં મદ્ભક્તેષ્વભિધાસ્યતિ,
ભક્તિં મયિ પરાં કૃત્વા મામેવૈષ્યત્યસંશયઃ. ૬૮

ન ચ તસ્માન્મનુષ્યેષુ કશ્ચિન્મે પ્રિયકૃત્તમઃ,
ભવિતા ન ચ મે તસ્માદન્યઃ પ્રિયતરો ભુવિ. ૬૯

અધ્યેષ્યતે ચ ય ઇમં ધર્મ્યં સંવાદમાવયોઃ,
જ્ઞાનયજ્ઞેન તેનાહમિષ્ટઃ સ્યામિતિ મે મતિઃ. ૭૦

તેને જ શરણે જા તું, ભારત, સર્વ ભાવથી,
નિત્યધામ, પર શાન્તિ, મળે તેના પ્રસાદથી. ૬૨

આમ આ ગૂઢમાં ગૂઢ જ્ઞાન જે મેં તને કહ્યું,
તેને પૂર્ણ વિચારીને વર્ત સ્વેચ્છાનુસાર[૨૨] તું. ૬૩

ફરીથી સૂણ તું મારાં ગૂઢમાં ગૂઢ વેણને,
મારો પ્રીતમ તું તેથી તારું હિત કહું તને. ૬૪

મન બુદ્ધિ મને આપ, મને સેવ, મને નમ,
પ્રતિજ્ઞાથી કહું સત્ય, પામીશ જ મને પ્રિય. ૬૫

સર્વ ધર્મો પરિત્યાગી મારું શરણ માત્ર લે,
શોચ મા, સર્વ પાપોથી મુક્ત કરીશ હું તને ૬૬

તપ, ભક્તિ તથા સેવા, શ્રવણે ભાવ હોય ના,
ને મને નિન્દતા હોય તેને કે'વું કદી ન આ. ૬૭

કરી મારી પરા ભક્તિ, આ પરં ગૂઢ શાસ્ત્રને,
સ્થાપશે મુજ ભક્તોમા તે નિઃશંક મને મળે. ૬૮

મનુષ્યોમા નથી મારો કો પ્રિયકર[૨૩] તે થકી,
ન લોકે થશે તેથી કો પ્રિયતરો[૨૪] વળી. ૬૯

ધારણા કરશે જે આ આપણા ધર્મવાદની,
પુજાયો એમ માનું હું તેનાથી જ્ઞાનયજ્ઞથી. ૭૦

૨૨ પોતાની ઇચ્છા પ્રમાણે. ૨૩ પ્રિય કરનારો. ૨૪ અત્યન્ત પ્રિય.

શ્રદ્ધાવાનનસૂયશ્ચ શૃણુયાદપિ યો નરઃ,
સોઽપિ મુક્તઃ શુભાંલ્લોકાન્પ્રાપ્નુયાત્પુણ્યકર્મણામ્ ૭૧

કચ્ચિદેતચ્છ્રુતં પાર્થ ત્વયૈકાગ્રેણ ચેતસા,
કચ્ચિદજ્ઞાનસંમોહઃ પ્રનષ્ટસ્તે ધનંજય ૭૨

અર્જુન ઉવાચ

નષ્ટો મોહઃ સ્મૃતિર્લબ્ધા ત્વત્પ્રસાદાન્મયાચ્યુત,
સ્થિતોઽસ્મિ ગતસંદેહઃ કરિષ્યે વચનં તવ ૭૩

સંજય ઉવાચ

ઇત્યહં વાસુદેવસ્ય પાર્થસ્ય ચ મહાત્મનઃ,
સંવાદમિમમશ્રૌષમદ્ભુતં રોમહર્ષણમ્ ૭૪

વ્યાસપ્રસાદાચ્છ્રુતવાનેતદ્ગુહ્યમહં પરમ્,
યોગં યોગેશ્વરાત્કૃષ્ણાત્સાક્ષાત્કથયતઃ સ્વયમ્ ૭૫

રાજન્સંસ્મૃત્ય સંસ્મૃત્ય સંવાદમિમમદ્ભુતમ્,
કેશવાર્જુનયોઃ પુણ્યં હૃષ્યામિ ચ મુહુર્મુહુઃ ૭૬

તચ્ચ સંસ્મૃત્ય સંસ્મૃત્ય રૂપમત્યદ્ભુતં હરેઃ,
વિસ્મયો મે મહાન્ રાજન્હૃષ્યામિ ચ પુનઃ પુનઃ ૭૭

યત્ર યોગેશ્વરઃ કૃષ્ણો યત્ર પાર્થો ધનુર્ધરઃ,
તત્ર શ્રીર્વિજયો ભૂતિર્ધ્રુવા નીતિર્મતિર્મમ ૭૮

અઢારમો અધ્યાય સંપૂર્ણ

અસૂયાશૂન્ય, શ્રદ્ધાળુ જન જે માત્ર સૂણશે,
તે મુક્ત પુણ્યવન્તાના શ્રેષ્ઠ લોકને પામશે. ૭૧

એકાગ્ર ચિત્તથી શુ તેં સૂણ્યું આ સર્વ, અર્જુન !
અજ્ઞાનજન્ય[૨૫] સંમોહ[૨૬] વિનાશ્યો શું, ધનંજય ! ૭૨

અર્જુન બોલ્યા

આપ પ્રસાદથી મારો નાશ્યો મોહ, મળી સ્મૃતિ,
સંશયોથી થયો મુક્ત આજ્ઞા પાળીશ આપની. ૭૩

સંજય બોલ્યા

મેં આમ પાર્થનો તેમ મહાત્મા વાસુદેવનો,
રૂવાડાંયે કરે ઊભાં એવો સંવાદ સાંભળ્યો. ૭૪

શ્રેષ્ઠ ને ગોપ્ય એવો મેં યોગ વ્યાસ પ્રસાદથી,
સૂણ્યો કે'તાં સ્વયં સાક્ષાત્ યોગ-ઈશ્વર કૃષ્ણથી. ૭૫

આ કૃષ્ણાર્જુનસંવાદ પવિત્ર અતિ અદ્ભુત,
તેને સ્મરી સ્મરી થાઉં હું વારંવાર હર્ષિત ૭૬

અતિ અદ્ભુત તે રૂપ હરિનુ હું સ્મરી સ્મરી,
મહા આશ્ચર્ય પામુ ને હર્ષ પામુ ફરી ફરી. ૭૭

જ્યાં છે યોગેશ્વર કૃષ્ણ, જ્યાં છે પાર્થ ધનુર્ધર,
ત્યાં છે મુજ મતે લક્ષ્મી, નીતિ, ભૂતિ, જયધ્રુવ. ૭૮

અઢારમો અધ્યાય સંપૂર્ણ




૨૫ અજ્ઞાનથી ઉત્પન્ન થયેલો ૨૬ મોહ